પેગમ્બર

# જરથોશ્તના જન્મારાનો એહવાલ.



પેગમ્બર સાહેબ

# અશો જરથોશ્તના જન્મારાનો એહેવાલ.

( દસ્તુર જરથોશ્ત બેહેરામે બનાવેલાં ફારસી પુસ્તકનો શરેહ સાથે ગુજરાતી તરજુમો. )


બનાવનાર

**પેશોતન દસ્તુર બેહેરામજી સંજાણા.**



[ સર જમશેદજી જીજીભાઇ ટ્રાંન્સલેશન ફંડના ટ્રસ્ટી સાહેબોએ જરથોસ્તીઓના વાકેફગારીને સારૂ પ્રગટ કર્યો હતો.]

ત્રીજી આવૃતિ.

સને ૧૨૯૨ યઝદેજરદી. સને ૧૯૨૩ ઇસ્વી.

પ્રગટ કરનાર—અરદેશર નશરવાનજી બીલીમોરીયા
દસ્તુર કોટેજ ફુનસીફંડ, **નવસારી.**

છાપનાર—ઇત્તમરામ ઉમેદરામ રેશમવાળા
ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ, હરીઝ મંઝીલ, સુરત.

# ખુલાસો.



આ ચોપડી ફરીથી પ્રગટ કરાવવાની પ્રથમ રજા મેં અમારા વડીલ પુજ્ય ભાઇ નશરવાનજી ફ્રામજી બીલીમોરીઆ પાસેથી તેવણની હૈયાતીમાં મેળવી હતી. ત્યાર પછી સર જમશેદજી જીજીભાઇ ટ્રાન્સલેશન ફંડના ત્રસ્ટી સાહેબો પાસેથી મેળવ્યો છે, અને છપાવવા અને વેચવા વગેરેનું કામ અમારા ભલા મિત્ર ભાઈ અરદેશર ન. બીલીમોરીઆને સોંપ્યું છેજી. એ માટે સર્વ સાહેબોનું આ તકે ભારે એહસાન માનું છુંજી.

આ ચોપડી તેની પડતલ કીંમતથી બી ઓછી કીંમતે વેચવાનું નક્કી કીધું છે.

આ ચોપડી ફરીથી પ્રગટ કરાવવાનો અમારો માત્ર એકજ હેતુ છે જે આપણા હમદીન ભાઈઓ-બહેનો જેમ બને તેમ જાસ્તી પોતાના પેગામબરની વાતોથી ને તે સાહેબના મહાન ધર્મની મોટાઈથી જાણીતાં થાય. પોતાના જીગરનો ભક્તિભાવ તે મહાન સાહેબ તરફ દિન પર દિન જાસતી વધારતાં રહે ને તે બુલંદ સાહેબના આશિશો સદા મેલવતાં રહે એવી ખરાં જીગરની અમારી દુવા સાથ આ ચોપડી પ્રગટ કરાવું છુંજી.

હોંગકોંગ:
૧૨/-૧૨-૧૯૨૨ — બાનું જહાંગીર હો. રતનજી.



# દીબાચો બીજી આવૃતિનો.




જે કોઈ પોતાને જરથોશ્તી કેહવાડે તેણે અશો જરથોશ્તનાં જન્મ ચરિત્ર વિષે થોડે ઘણે દરજ્જે પણ માહીતગાર થવું જોઇએ. જો એમ નહીં હોય તો સારૂં કેહવાય નહીં. તેથી દરેક જરથોશ્તીએ પોતાના રાહબરની જીંદગી વિષે જાણીતાં થવાની જરૂર છે. આપણા એ અશો મહાગુરૂની જીંદગીનાં કેટલાંક વૃતાંતો છે. તેઓમાં માત્ર આજ વૃતાંત એવું છે કે જેમાં પારકા વિચારો મિશ્ર થયા નથી. આ વૃતાંત બશારતથી લખાયલું કેહવાય છે, જે તેના દીબાચા ઉપરથી માલમ પડશે. વળી બીજાં વૃતાંતો જ્યારે કેટલેક દરજ્જે માત્ર અભ્યાસીઓ વગેરેને ઉપયોગી છે, ત્યારે આ વૃતાંત એવું છે કે તે બાળક, બુઢાં, અને જુવાન સર્વેને એક સરખી રીતે ઉપયોગી થઇ પડે. એટલુંજ નહીં, પણ નિશાળોમાં જરથોશ્તી બાળકોના ધર્મ-અભ્યાસ માટે પણ આ સિવાય બીજું વધારે સારૂં જરથોશ્ત સાહેબનું જન્મ ચરિત્ર મળી આવશે નહીં. એની પેહેલી આવૃતિ સને ૧૨૩૩ યજદેજરદી (ઇસવી સને ૧૮૬૪) માં છપાઇ હતી. તે ચોપડી સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સલેશન ફંડના ત્રસ્ટી સાહેબો તરફથી એક ઇનામના રેસાલા તરીકે છપાઈ પ્રગટ થઈ હતી, અને તેના કર્તા મરહુમ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણા હતા. આ ચોપડી હાલે મલતી નહીં હોવાથી જરથોશ્તી ટોળામાં હમણાં જ્યારે ધર્મ સંબંધી ચરચા ચાલે છે તેવા વખતમાં, નામદાર સર જમશેદજી જીજીભાઈ ત્રાન્સલેશન ફંડના ત્રસ્ટી સાહેબો તરફથી પરવાનગી મેલવી તેની બીજી આવૃતિ પ્રસિધ્ધ કરવામાં આવી છે. ત્રસ્ટી સાહેબોની મરજી એ છે કે લીપી સીવાય એમાં કશો પણ ફેરફાર કરવો નહીં. તેમની મરજીને માન આપીને આજના તરીકા મુજબ માત્ર જોડણી સીવાય બીજો કશો પણ ફેરફાર કરવામાં આવ્યો નથી. તેમજ જંદ, પેહેલવી અને ફારસી ભાષાની

એબારત ગુજરાતી હરફે છાપવામાં આવી છે કે જે સર્વે જરથોશ્તીઓ વાંચી શકે. મોજેજા વગેરે બાબદોના ખાકસાર તરફના ખુલાસા પણ કોઈ ઠેકાણે ફુટનોટમાં અને બાકીના ખુલાસામાં આપવામાં આવ્યા છે.

## જરથોશ્ત સાહેબના મોજેજાઓ વિષે થોડો ખુલાસો.

દુનિયાંમાં જ્યારે અંધકાર, જુલમાત, પાપ, જાદુઈ, વગેરે ફેલાય છે, કે જેથી આદમ જાતમાં ખરા સુધારાનો—મીનોઈ સુધારાનો—અને ખરી વૃધ્ધિનો અટકાવ થાય છે, ત્યારે તેવી બદીઓને નાબુદ કરી મીનોઇ કાયદાઓ અને મીનોઈ જ્ઞાનની રોશની સ્થાપવી, એ દરેક પેગમ્બરને જન્મવાનો હેતુ હોય છે; અને ઇરાંનમાં તે વખતે એવી જાતની જે ગેરવ્યવસ્થા ફેલાઈ હતી ત્યાં વ્યવસ્થા સ્થાપવી, એ જરથોશ્ત સાહેબને જન્મ લેવાનો હેતુ હતો. તે બદીઓ માટે ગેઉશ ઉર્વાન [પૃથ્વિનો આત્મા] અહુરમજદ આગળ ફરીયાદ કરે છે.* અહુરમજદ તેને સધીયારો આપે છે, અને અશ જે જગતની અંદર વ્યવસ્થા સ્થાપનાર "જાગ્રુત" કાયદો છે, અથવા કાયદો સ્થાપનાર ઇશ્વરશકિત છે, તેની સાથ મસલત કરી જરથોશ્ત સાહેબને આ પૃથ્વિપર મોકલી આપવાનો ઠરાવ મુકરર કરે છે.

આ પૃથ્વિ અને તેને લગતી તમામ હસ્તીનો વહેવાર કુદરતના ચોકસ કાયદાઓથી ચાલે છે. પણ કોઇવાર એવો બનાવ બને છે કે, જ્યારે કોઈ બનાવ પૃથ્વિ ઉપર ચાલતા કાયદાઓથી નહીં બનવા જોગ લાગે છે. એવા બનાવોને "મોજેજા" કહેવામાં આવે છે. પણ મીનોઇ કાયદાઓનો જ્યારે અભ્યાસ કરીયે છીયે ત્યારે એ મોજેજાઓ અદભુત શકિતના માણસથી બનવા જોગ લાગે છે. એવા મોજેજાઓ જેનાથી જાહેર થાય તે મીનોઇ દુનિયાં સાથ વહેવાર રાખનાર પુરૂષ ગણાય છે.

---

* જુઓ અહુનવદ ગાથા, યજશ્ને, હા ૨૯.

જરથોશ્ત સાહેબની જીંદગીની જે નોંધો આપણી પાસ જલવાયલી છે તે ઉપરથી માલમ પડે છે કે એ પવિત્ર સાહેબ પોતાના જન્મની આગમચથીજ એવા મોજેજા બતાવતા આવેલા માલમ પડે છે. અશો જરથોશ્તની માતા દોગદોએ જરથોશ્ત સાહેબના જન્મ આગમચ જે ખોવાબ જોયો હતો તેમાં એવો બનાવ જોયો હતો કે ગોયા એક નૂરી પહાડ તેણીની નજદીક આવ્યો અને તેમાંથી પંદર વર્ષની ઉમ્મરનો એક જુવાન અને ખુબસુરત શખ્સ નૂર તથા દબદબા સાથનો પાસબાની કરનાર તરીકે બહાર નીકલ્યો.* એવું કહેવાય છે કે જ્યારે એક પેગમ્બર જન્મ લે ત્યારે સઘલી કુદરત ખુશહાલ થાય છે, તેજ પ્રમાણે જ્યારે જરથોશ્ત સાહેબે જન્મ લીધો ત્યારે સઘલી કુદરતમાં ખુશહાલી પંથરાઈ હતી. †

---

* એને મલતો એક ખુવાબ ગૌતમ બુદ્ધની માતાએ પણ જોયો હતો, તે વિષે સર એડવીન આર્નોલ્ડ "લાઇટ આવ એશીયા" નામની કવિતામાં આ મુજબ જણાવે છેઃ—

"That night the wife of King Suddhodana,
Maya the Queen, asleep beside her Lord,
Dreamed a strange dream; dreamed that a star from heaven—
Splendid, six-rayed, in colour rosy pearl,
Whereof the token was an Elephant
Six-tusked, and white as milk of Kamadhuk—
Shot through the void; and, shining into her,
Entered her womb upon the right."

† એજ મુજબ ગૌતમ બુદ્ધના જનમ વખતે પણ બનાવ બનયો હતો, તે વિષે સર એડવીન આર્નોલ્ડ નીચે પ્રમાણે ગાય છેઃ—

"Whereat in Limbos numberless much peace
Spread, and the world's heart throbbed, and a wind blew
With unknown freshness over lands and seas."

—*Light of Asia.*

" ફ્રવર્દીન યશ્ત "માં જણાવવામાં આવ્યું છે કે—

યેહે જાંથએચ વક્ષએચ, ઉર્વાસેન આપો ઉર્વરાઓસ્ચ યેહે જાંથએચ વક્ષએચ, ઉક્ષિન આપો ઉર્વરાઓસ્ચ યેહે જાંથએચ વક્ષએચ, ઉશ્તતાતેમ નિમ્રવન્ત વીસ્પાઓ સ્પેન્તો-દાતાઓ દામાન, ઉશ્ત-નો જાતો આથ્રવ યો સ્પીતામો જરથુશ્ત્રો.

" જેના [ યાને પેગમ્બર જરથોસ્તના ] જન્મમાં તથા વધવામાં પાણી તથા ઓરવરો ખુશહાલ થયાં ; જેના જન્મમા તથા વધવામાં પાણી તથા ઓરવરો વધવા લાગ્યાં ; જેનાં જન્મમાં તથા વધવામા સ્પેનામીનોની પેદા કીધેલી તમામ પેદાએશો શાબાશીનો પોકાર બોલવા લાગી (કે) 'શુકરાના ! આપણે માટે સ્પેતમાન જરથોસ્ત એક અથોરનાન જન્મ પામેલો છે.' "

[ એરવદ કાવશજી એદલજી કાંગાનો તરજુમો. ]

એવું નોંધાયલું છે કે, જરથોશ્ત સાહેબ જન્મતાં વાર પોતે પણ " હસ્યા " હતા. આપણો અનુભવ એ છે કે, દુનિયાંમાં દરેક માણસ જન્મતી વેળા રડતો જન્મે છે, તેથી પેહેલી નજરે આ વાત નહીં બનવા જોગ અને અજાયબ જેવી લાગે છે. પણ સાધારણ માણસો અને એક પેગમ્બર વચેનો તફાવત સમજ્યાથી એ અજાયબી દુર થાય છે. સાધારણ માણસો જ્યારે અજ્ઞાન-પણાને લીધે મીનોઇ અને કુદરતના કાયદાઓને વશ થઈ જન્મ લે છે, ત્યારે પેગમ્બર તે કાયદાઓથી માહીતગાર થઈને જન્મ લે છે. સાધારણ માણસ જનમતી વેળા જ્યારે સમજ શકિત ધરાવતો નથી, ત્યારે પેગમ્બર પુરતી સમજ શકિત સાથે આદમ જાતનાં ભલાં માટે પોતાના ઉંચામાં ઉંચાં બેહેસ્તના સુખનો ભોગ આપીને આ દુનિયાંમાં, અલબત અહુરમજદની મરજીને તાબે થઇને, સુભ જન્મ લે છે. અને એવો જન્મ આપણુ આપણા અશો સદ્ગુરૂ જરથોશ્ત સાહેબનો જોઇયે છીયે.

આ પુસ્તકમાં જણાવેલા " મોજેજાઓ " પેગમ્બર સાહે-બની પોતાની ખુદાઈ શકિતને લીધે બન્યા હોય ; અથવા તેમની આસપાસ ફરેશ્તાઓની જે ચોકી હોવી જોઈએ તેમની મદદથી બન્યા હોય. જરથોશ્ત સાહેબ પોતેબી એક યજદ હતા. (જુઓ યજશ્ને હા ૭ મો, ફ. ૨૧ મો.)

જ્યારે આવો બનાવ બને ત્યારે વેહેમી, અજ્ઞાન અને બુરા જાદુગર લોકોમાં જે ઘભરાટ ઉઠે તે સેહેલથી સમજી શકાય એવો છે. ખીજવાટથી આ બુરા લોકોએ પેલા અશો નિર્દોષ બાળકને આતશની ચેહમાં બાલી નાખવાનો ઇરાદો કીધો, અને તે માટે પોરૂશસ્પ પાસેથી જબરીથી તે અશો બાળકને જંગલમાં લઇ જઈ એક ધકધકતા આતશની ચેહમાં મુકવામાં આવ્યું. પણ અહીંયા તે આતશ તુરત થંડો થઈ ગયો, અને જરથોશ્ત સાહેબ માટે તે એક ફુલની પથારીની ગરજ સારવા લાગો. એવા નરની માતા દુગદો આ બનાવથી શું મુંગા બેસી રહે ? તે અતી આતુરતાથી જરથોશ્ત સાહેબની શોધમાં ચાલ્યાં, અને જે જગ્યાએ તે બાળક હતું તે જગ્યાએ આવી ત્યાંથી તેમને સહી સલામત ઉંચકી લીધા. જે વેળા જરથોશ્ત સાહેબ સુખમાં લોટતા હતા તે વેળા દુરાંસરૂન તેના માણસોએ આપેલી ખબરોથી જરથોશ્ત સાહેબને બલીને ખાખ થઇ ગયલા સમજી મનમાં મળકાતો હતો.

આ જગ્યાએ બે અનુમાનો લાગુ પડી શકે: ગમે ખુદ જરથોશ્ત સાહેબે પોતે પોતાની શકિતથી આતશની આસપાસની હવાને એવી બનાવી હોય કે જેથી આતશ પોતાનું કુદરતી કામ કરી શકે નહીં, યા તો તેજ કામ તેમના મીનોઇ કાયદાની નજરે જોતાં બનવા જોગ છે.*

આ પછી આ અશો બાળકને ગાયોને જવા આવવાના સાંકડા રસ્તામાં નાંખ્યું કે જેથી તે પ્રાણીઓના પગ તળે કચડાઇ જાય. પણ બન્યું એમ કે તે ગાયોમાં જે સૌથી જોરાવર હતી તે ત્યાંથી દોડતી આવી અને પોતાના ચારે પગોની વચે બાળક જરથોશ્તને જતનથી રાખી બીજી ગાયોને આજુબાજુથી જવા દીધી. જો કોઇ ગાય તેના તરફ

* ખુદ આ જમાનામાં પણ આપણે એને મળતા બનાવો બનેલા જોઈએ છીએ. ઈ. સ. ૧૮૯૭ માં બનારસ ખાતે કેટલાક બ્રાહ્મણો એક આતશની ધકધકતી ચેહમાંથી ચાલી ગયા હતા, જે બનાવ ઘણાક વિદ્વાન લોકોએ પોતાની નજરે જોયો હતો.

આવવા કરતી તો પેલી રક્ષક ગાય પોતાના કાનો ઉંચા કરી તેને દુર રાખતી. નામવર દુગદો વળી શોધ કરતાં તે જગ્યાએ આવી લાગ્યાં અને પોતાના બાળક બુઝોર્ગવારને પોતાની ગોદમાં લીધા. પાંચમી વાર એજ મુજબ એ નામવર ઘોડાઓના ટોળામાંથી બચ્યા હતા; પણ છઠીવાર જયારે તેઓ વરૂઓનાં ટોળાંમાંથી બચી ગયા ત્યારે એ બનાવ લગાર અજાયબ જેવો દીસે છે. કહે છે કે જ્યારે "વરૂઓએ કીના ભરેલાં દીલથી તે બચાંની તરફ તેને મારીને ખાઇ જવા સારૂ ધસારો કીધો ત્યારે પેલા વરૂઓના પગ તેજ વળા અકડી ગયા, અને તેઓનું મોહોડું બંધ થઇ ગયું."

જો કે આગલો ખોલાસોજ આ બનાવ માટે પુરતો છે, તે છતાં એક બીજી સમજ એ છે કે અશો માણસનું ખોરેહ એવું હોય છે કે તે ખોરેહના વીસ્તારની અંદર આવવાથી ગમે તેવું વીકાલ જનાવર પોતાનું વીકાલપણું છોડી દઈ શાંત થઈ જાય છે.

આ વખતે બીજા દીવસની બામદાદ સુધી જરથોસ્ત બાળક જંગલમાં રહ્યા, કેમકે તેમની માતા ત્યાં જલદી આવી શકયાં નહી તેટલા વખતમાં પાસેના પહાડ ઉપરથી બે બકરાં ઉતર્યાં અને તે બાળકને પોષણ આપ્યું. વરૂ અને બકરાં સાથે મળે અને વરૂઓ તે બકરાંને ખાય નહી, એ આ દુનિયાના કાયદાથી બીજી ઉલટી વાત થઇ. પણ **દીનકર્દ**માં એ માટે એવું જણાવવામાં આવ્યું છે કે, તેઓ બે ફરેશતા હતા, જેઓએ એ રૂપે દેખાવ દીધો હતો. આ બનાવ મીનોઈ કાયદાથી તપાસ્તાં બનવા જોગ લાગે છે, તો જોકે આપણ એવા જમાનામાં હસ્તી ધરાવીયે છીએ કે તે જમાનામાં એ બનાવ ભાગ્યેજ બને—અને તેટલા માટે તે બનવા જોગ લાગતો નથી. **બુનદેહશ** ઉપરથી માલમ પડે છે, અને તેને બીજા ધર્મનાં બીજાં પુસ્તકો ટેકો આપે છે, કે એક જમાનો એવો હતો કે જે વખતે માણસ અને ફરેસ્તાઓ વચ્ચે વહેવાર ચાલુ હતો. પણ જ્યાં એક પેગમ્બરની બચાવની બાબદ છે ત્યાં તો, જેમ આપણુ આગલ જોઇ આવ્યા છીયે તેમ એવી નીગેહબાની અવશ્યની

હોવી જોઈએ. તોપણ આ જમાનામાં ફરેશતાઓ માણસ જાતને મદદ આપવાનું કામ બીલકુલ બંધ કરી બેટા હોય એમ નથી. તેમની મદદ જ્યાં ઘટે ત્યાં હરદમ ચાલુજ છે.*

બરજીનકરૂસ નામે બુજોર્ગ પરહેજગાર મરદ તે વેળા રય શહેરમાં રહેતો હતો તેનું ધ્યાન નાના જરથોશ્ત તરફ દોડયું, તેથી તેણે એ અશો બાળકને પોતાની રાહબરી તળે તેના પીતા પૌરૂશસ્પ પાસેથી માંગી લીધું. સાતમે વર્ષે અશો જરથોશ્તનું ધ્યાન અહુરમજદમાં લાગુ. જાદુગરો અને કરપાનો જંપીને બેઠા નહીં, પણ જે ઘરમાં જરથોશ્ત સાહેબને રાખવામાં આવ્યા હતા તે ઘરમાં તેઓએ પોતાના શીહા હુન્નરથી તરેહવાર ધાસ્તી ભરેલા દેખાવો ઉભા કીધા જેથી ઘરના સર્વે જનો નાસી ગયાં, પણ જરથોશ્ત સાહેબ પોતાની જગ્યાપરથી જરાએ ખસયા કે હઠયા નહીં. આથી જાદુગરો નાઉમેદ થઇ પાછા ફર્યા.

જરથોશ્ત સાહેબનું રવાન જોકે સંપુર્ણ હતું, તોપણ આ દુનિયામાં દેખાવ આપવા તેને શરીરમાં અવતરવું પડયું હતું, અને શરીર આ દુનિયાંને લગતું હોવાથી તે આ દુનિયાંના કાયદાને તાબે હતું, તેથી એકવાર તે શરીરની તબીયત નાદુરૂસ્ત થઇ. આ તકનો લાભ થઈ બર્તરૂશ નામે જાદુગર એક હકીમના લેબાસમાં જે પલીદી નો ઉપયોગ જાદુગરો કરે છે તેમાંની ખરાબમાં ખરાબ પલીદી પાણીમાં મેલવી તે દવા તરીકે જરથોશ્ત સાહેબને આપવા માટે લાવ્યો, અને તે આપવા માંડી. પણ જરથોશ્ત સાહેબ જન્મથીજ મોટા દરજાના 'કલૅરવૅાયન્ટ' હતા એટલે તે નાપાકનો ઈરાદો પામી ગયા, અને તે પલીદી ફેંકી દીધી. તે જાદુગરને તેમના શબ્દો આ હતાઃ— "એ રીમન! તારી આ દવા તેં નાપાકીને પાણીમાં મેળવી બનાવી છે, માટે તે મારે લાયક નથી. તારી એ અને હવે પછીની સઘલી ઠગાઇ ખોદાતાલાની બક્ષેશથી મને તુરત માલમ પડશે."

---

* જુઓ અરાગ, પુ. ૩ જુ, અંક ૭ મો, અને તે પછીના અંકો.

આપણુ જે બનાવોને "મોજેજા" અથવા "ચમત્કારો" કહીયે છીયે તે મુખ્ય બે પ્રકારે થાય છેઃ પહેલા અશોઇ પાલી મીનોઈ શકિત મેલવ્યાથી થાય છે, જ્યારે તે મોજેજા કહેવાય છે; બીજા ભૂત, પલીત, દરૂજે વગેરેની મદદથી થાય છે, જ્યારે તે જાદુઇ વર્ગના ખાલી ચમત્કારો હોય છે. જરથોશ્તના પીતા પૌરૂશસ્પને આ તફાવત માલમ નહીં હોવાથી, તેઓએ એક દીવસે જાદુગરોના સરદારો દુરાંસરૂન તથા બર્તરૂશને પોતાને ત્યાં જીયાફત આપી તેઓ તરફથી કાંઇ ચમત્કારો જાણવા માંગ્યા. આ ઉપરથી જરથોશ્ત સાહેબે પોતાના પીતા પૌરૂશસ્પને જણાવ્યું કે, "પીતાજી, આવી જાતનું નાલાયક બોલવું તમોને શોભા આપતું નથી. જાદુગરોનું મુકામ દરૂજે દેમાન છે, તમો જો એ લોકોના કર્તવ્યને પસંદ કરશો અને વાજબી તરીકાથી ઉલટા ચાલશો તો આખરે તમારૂં મુકામ પણ ત્યાંજ થશે."

આ ઉપરથી બર્તરૂશ ઘુસ્સે થયો, અને અશો જરથોશ્તને ઘણા સખત શબ્દોમાં ધમકી આપવા લાગ્યો; પણ તેથી હારી ન જતાં જરથોશ્ત સાહેબે નરમાસથી એવો જવાબ દીધો કે જેથી હાજર રહેલા જાદુગરો દંગ થઈ ગયા, અને બર્તરૂશના મગજ ઉપર થયલી અસરથી તે આજારી પડયો.

પદંર વર્ષની ઉમરે જરથોશ્ત સાહેબે આ દુનિયાંની તમામ બાબદોથી પોતાનું દીલ ઉઠાવ્યું, અને યજદાંની એબાદતમાં [સમાધીમાં] મશગુળ થયા. સરોષ યજદ સાથ તેમનો સંબંધ જોડાયો અને તે યજદથી તેમને અહુરમજદ વિષેનું જ્ઞાન મલ્યું. એ નામવરને એક જાતની રોશની જેને "કેયાન ખોરેહ" કહેવામાં આવે છે તેની બક્ષેશ પણ ઉતરી હતી.

આ પછી તેમના ત્રીસમા વરશ પછીનો હેવાલ મલે છે, તે ઉપરથી માલમ પડે છે કે એ નામવરે બાકીના પંદર વરશ એબાદત [સમાધી] માં કહાડેલાં હોવાં જોઇએ.

ત્રીસમે વરશે તેમને સરોષ તરફથી બશારત થઇ કે તે અશો નરે રય શેહેર છોડી ઇરાંન દેશમાં જઇ ખોદાઇ ગ્નાન આપવું. આ આગ્ના બર લાવતાં તેમને રસ્તામાં આબદી નદી મલી, જે ઘણી મોટી અને ઉંડી હતી, તે છતાં તેઓ પોતાની સાથના માણુસો સાથ તેની સપાટી ઉપરથી ચાલી ગયા.

આ ઉપરથી દેખાય છે કે જડ પદાર્થનું આકર્ષણુ તોડી નાખવા ને લીધે જરથોશ્ત સાહેબ જેમ આતંશથી સ્વતંત્ર થયા હતા; અને આ જમાનામાં બનારસમાં જેમ બ્રાહ્મણો પોતાની સાથે બીજા તરાહીત પુરૂષોને આગમાંથી પસાર કરાવી લઇ ગયા હતા, તેમ જરથોશ્ત સાહેબ પાણી ઉપરથી પોતાની મીનોઇ શકિતથી પોતાના કુટુંબના બીજા તરાહીત માણુસોને પણ ઉતારી ગયા, એ મુકાબલાથી બનવા જોગ છે.

એવીજ રીચે તે નામવરે દાએતી [વેહેદાયતી] નદી પસાર કીધી હતી. તેના પાણી તેમની ઉપર ચાર વાર ચઢી આવ્યાં હતાં, જે માટે એવું જણુાવવામાં આવે છે કે મજદયસની દીન ચાર વાર તાજી કરવામાં આવશે તે વિષેની નીશાણી જણાવે છે-પેહેલી વાર જરથોશ્ત સાહેબથી, બીજી વાર હોશેદરથી, ત્રીજીવાર હોશેદરમાહથી અને ચોથીવાર સોશીયંતથી.

લખનારાઓએ જો કે ઉપલા હેવાલોને ગેતીરૂપ ચીતાર્યાં છે, તોપણુ તે હેવાલો પછી જરથોશ્ત સાહેબને અમશાસ્પંદો સાથના સંબંધમાં આવવાના સંજોગો ધ્યાનમાં લઈએ તો તે હેવાલ તેમના અંતર જગત પ્રવાસને લગતો હોય એમ પણુ લઈ શકાય. તેમાં જે "ઇરાન" જણાવવામાં આવ્યું છે તેને એર્યનામવએજો" ગણીયે તો તે પણુ સંભવીત છે. ઇરાન નામ એર્યનામવએજો તો આ પૃથ્વિથી જુદુ ફરેશ્તાઓનું રહેઠાણુ છે, જે અમર છે, અને જ્યાં સઘલાંજ આદમ જાતથી જઇ શકાતું નથી, સંપૂર્ણ અશો થાય તેઓથીજ જઇ શકાય છે (જુઓ વંદીદાદ ફર્ગરદ ૧, ફકરો ૧ લો).

આ પછી આપણા પેગમ્બર સાહેબને અમશાસ્પંદો સાથ સંબંધ થયો તે વિષેનો એક લંબાણ હેવાલ મલે છે.

દુનિયાંમાં દીનનું જ્ઞાન ફેલાવા રાજ્યની મદદ જોઇએ એ દેખ-ઈતું છે. તેથી જરથોશ્ત સાહેબ ગુરતાસ્પની દરબારમાં આવ્યા, અને તે દરબારી વિદ્વાનોમાં પોતાની શકિત બતાવી દીનનું જ્ઞાન દેશમાં ફેલાવા પાદશાહની મદદ માંગી. પણ ખોદાઈ રાહને આમ લોકોમાં ફેલાવાનું કામ કાંઈ "ગોલાબનું બીછાનુ" નથી. હજારો મુશકેલીઓ હજી આપણા મ્હાગુરૂ માટે તૈયાર હતી, તેમાં દરબારી વિદ્વાનોની અદેખાઇ એક હતી. પોતાનો વસીલો કમી થયલો જોઈ અદેખાઈના માર્યા વિદ્વાનો અને ફીલસુફો જરથોશ્ત સાહેબને બેજાન કરવાની તદબીર શોધવા લાગ્યા અને બેજાન નહીં તો તેની અશોઇ-થી મેળવેલી ખોદાઇ શકિત ઘટી જાય એવી તદબીરો શોધવા લાગ્યા. છેલ્લી તદબીરમાં તેઓ એટલાં સુધી ફાવ્યા કે, જે મુકામમાં ગુશતાપ-શાહે જરથોશ્ત સાહેબને ઉતારો આપ્યો હતો, તે મુકામના દરબાન ને લાલચ આપી જરથોશ્ત સાહેબને દરબારમાં ગયા પછી તેમની ગેર હાજરીનો લાભ લઇ કેટલીક નજીસાત, જેવી કે મુએલાં માણસનાં હાડકાં, કુત્રાં તથા બીલાડાનાં માથાના મુરદાર બાલ અને નસાની બીજી વસ્તુઓ એકઠી કરી તેમના બીછાનાં તળે છુપાવી. જ્યારે જરથોશ્ત સાહેબે દરબારમાં પોતાનાં લખાણો—જે ધાર્યામેલે આગલી દીનનાં અવસ્તાની શરેહ હોવી જોઇએ--તે રજુ કીધાં ત્યારે પેલા ઠગારાઓએ તે મહાપ્રતાપી નર ઉપર એવું તોહમત મુકયું કે તે એક જાદુગર છે, અને પોતાની યુક્તિ અને મકકરથી પાદશાહને વશ કરવા માંગે છે. તેની સાબેતીમાં તેઓએ પોતાના કર્તુકથી રચેલાં કાવત્રાંનો ટેકો લીધો. પાદશાહને પેલુ મુકામ તપાસવાની એલતેમાસ થઇ. તેમાંથી પેલી વસ્તુઓ મલી આવ્યાથી જરથોશ્ત સાહેબને ખરેખર જાદુગર સમજી કેદ કરવામાં આવ્યા!

આ વખતે પાદશાહનો એક માનીતો ઘોડો હતો, જેનું નામ "અસ્પે શીહા" હતું, તેના ચારે પગો પેટમાં ગરક ગયા; અને તે

ગોયા પગ વગરના શરીર જેવો જમીનદોસ્ત થઇ પડયો. તેથી આખા શહેરમાં મોટી હો હા થઇ રહી. કોઇ તેને સારો કરી શકયું નહીં.

જરથોશ્ત સાહેબને તે ખબર બંધીખાને પોંહચી. તેથી તેઓએ તે ઘોડાને વગર દવાએ સારો કરવાની કબુલાત આપી, પણ એવી શરતે કે પાદશાહ ગુશ્તાસ્પ જરથોશ્ત સાહેબની ચાર માંગણી કબુલ કરે. તે માંગણીઓ સ્વીકારવાથી અસ્પે શીહાના એક પછી એક ચારે પગો જરથોશ્ત સાહેબે માત્ર "હાથ ફેરવી" બહાર કહાડયા. આ ઉપરથી જરથોશ્ત સાહેબમાં "મૅગનેટિક" શક્તિ કેવી જબરી હોવી જોઇએ તે જણાઈ આવે છે.

આ પછી પેલા ફીલસુફોના કાવત્રાંની વાત બહાર આવી અને તેમને ઘટતી સજા થઇ.

એક દીવસે પાદશાહ ગુશ્તાસ્પે પોતાની દરબારમાં જરથોશ્ત સાહેબ પાસ એક મોરાદ ચાહી કે તે પોતે પોતાનું બેહેશ્ત જોય. આ બેહેશ્ત તેને ચોકસ અખતરાથી દેખાડયું. તેને મળતા હલકા અખતરાઓ આજે મૅસમેરીજમ અથવા હીપનોટીજમ નામે ઓળખાય છે. એ શીવાય પોતાની મીનોઈ શકિતની બીજી ઘણીક સાબેતીઓ તેઓએ આપી હતી.

અસલ ફારસી **જરથોશ્ત નામાંમાં** જરથોશ્ત સાહેબના ગુજર પામવા માટે કાંઇપણ ઇસારો આપ્યો નથી; પણ તે હેવાલ **દીનકર્દ** ઉપરથી નીચલી મતલબનો જણાવવામાં આવ્યો છે:—

એ સાહેબને આ ખાકી દેહ છોડવાનો બનાવ ૭૭ વર્ષ પુરાં થયા પછી બનેલો કહેવાય છે. જે વેળા કહે છે કે તુરબરાતુર નામનો એક શખસ આતશકદેહમાં જ્યાં એ નામવર બંદગીમાં મશગુળ હતા ત્યાં દાખલ થયો, અને પેગમ્બર સાહેબનાં શરીરને જખમ કીધો, આથી તેમનું રૂહ શરીરથી જુદું પડયું. પણ તેજ વેળા પોતાની તસબીર તુરબરાતુર ઉપર ફેંકવાથી તે ત્યાં જમીનદોસ્ત થઈ મરણ પાંમ્યો.

જરથોશ્ત સાહેબના જમાંનામાં દુનિયામાં જાદુઈ પુર જોસમાં ચાલતી હતી એવું સર્વે જરથોશ્તી ધર્મ પુસ્તકો ઉપરથી માલમ પડે છે, પણ જે વખતે આ તરજુમો લખાયો તે વખતે જાદુઈ જેવા એલમની હસ્તી નથી એવું સમજવ.ાી કોશેશો થતી હતી તેથી તરજુમો કરનાર મરહુમ દસ્તુર પેશોતનજી બેહેરામજી સંજાણાએ "જાદુગર" નો અર્થ "બદકાર લોકો," ઇત્યાદી વલાયામાં કીધો અને તેમના એલમ જાદુઈને "ઠગાઇ ભરેલી ક્રિયા" જણાવી છે, પણ અંદર આવેલી બાબદો જોતાં અસલ શબ્દોજ બરોબર છે.

આ પુસ્તકની અંદર અહુરમજદ, અમશાસ્પંદો અને ફરેશતાઓ સાથે જરથોશ્ત સાહેબને વાત કરતા ચીતાર્યા છે. તેઓ મહાન હોશ ધરાવનારાં નુરો છે. તેઓને આપણા જેવાં શરીર હોય એવાં રૂપમા લેવામાં આવશે નહીં એવી ઉમેદ છે. તેમ શેહેરો, નદી, પહાડો વગેરે કેટલીએક બાબદો અંતર જગતને લગતી હોવી જોઇએ એટલા માટે અવસ્તાનઃ બીજાં પુસ્તકો સમજવાને, તેમજ આ પુસ્તક સમજવાને શબ્દાર્થ કરતાં ભાવાર્થ ઉપર આધાર રાખવો વધારે ફાયદા કારક થઈ પડશે.

નશરવાનજી ફ્રામજી બીલીમોરીયા.





## દીબાચો પેહલી આવૃત્તિનો.

સર જમશેદજી જીજીભાઈ ત્રાન્સલેશન ફંડના ત્રસ્ટી સાહેબોએ મુંબઈનાં ગુજરાતી વર્તમાન પત્રો મધે તારીખ ૧૬મી આગસ્ટ સને ૧૮૫૮ ને દીને એક જાહેર ખબર છપાવીને એવું જાહેર કીધુ હતું કે નીચે ટાંકેલી બાબદ ઉપર જે કોઈ એક સારો રેસાલો લખશે તેને એ ફંડમાંથી રૂ. ૩૦૦) અંકે ત્રણુસોનું ઈનામ આપ્યામાં આવશે:—

### રેસાલાની બાબદ.

"જરથોસ્ત બેહેરાંમનાં બનાવેલાં પેગમ્બર સાહેબ હજરત જરથોસ્ત ના જનમારાની હકીકતનાં જરથોશ્ત નામા નામના ફારસી પુસ્તકનો ગુજરાતી તરજુમો. જે જે જગોએ સરેહ યા નોટની અગત પડે તે સાથે."

આ રેસાલો લખી મોકલવાની મુદત તારીખ ૧ લી એપ્રેલ સને ૧૮૫૯ સુધીની મુકરર કર્યામાં આવી હતી. તે મુજબ સર જમશેદજી જીજીભાઈ ત્રાન્સલેશન ફંડના ત્રસ્ટી સાહેબો ઉપર આ એકજ નિબંધ આવ્યો હતો અને તેની નીશાણુ "હુમાજોરબાદ જરતુશ્ત્રે સ્પેતમાંન અશો ફરોહર" કરીને હતી. એ રેસાલો તપાસવા સાફ ત્રસ્ટી સાહેબોએ શેઠ બરજોરજી મનચેરજી વાડીઆજી તથા શેઠ સોરાબજી શાપુરજી બંગાલી અને શેઠ બહ્મનજી ડોસાભાઈ મુનશીની એક કમીટી ઠેરવી હતી, જે કમીટીએ એ રેસાલો પસંદ કરીને ઈનાંમને લાયક ઠેરવ્યો છે અને તેનાં ઠેરવેલાં ઈનાંમનાં રૂ. ૩૦૦ એ રેસાલો બનાવનાર દસ્તુરજી પેશોતનજી બેહેરામજી સંજાણાને આપ્યા છે.

## એ રેસાલો બનાવનારની તરફનો ખોલાસો.

આ રેસાલા મધે દસ્તુર જરથોશ્ત બેહરામનાં બનાવેલાં **જરથોશ્ત નામાનો** ફારસીમાંથી ગુજરાતી જબાનમાં તરજુમો કીધો છે તે સઘલા મોટા કદના ટાઈપથી છાપ્યામાં આવ્યો છે. એ કેતાબ મધે આવેલી જે કાંઇ હકીકતને બીજાં પુસ્તકોથી શાહદત મલી છે તે કેતાબો મધેના ઈન્તેખાબ શરેહ સાથે લગતા ઉતારીને નાંધલા ટાઈપથી પ્રગટ કીધા છે.

દસ્તુર જરથોશ્ત બેહરાંમનું બનાવેલું પેગમ્બર સાહેબ હજરત જરથોશ્તના જનમારાની હકીકતનું પુસ્તક યજદેજરદી સને ૬૪૭ નાં વર્ષમાં બન્યું હતું એવું તેના દીબાચા ઉપરથી જોવામાં આવે છે. એ પુસ્તક બેતમાં લખેલું છે તેમાં ઉગમણુ પ્રાંતના ગ્રંથકારોના કાયદા પ્રમાણે કેટલીએક બીના શાએરીથી લખેલી નજર આવે છે. જરથોશ્તની હકુમત ઈરાનના મુલક ઉપરથી આખર થઇ ત્યાર પછી આશરે ૬૦૦ વર્ષે એ પુસ્તક લખેલું છે, માટે અગરજો એ કેતાબ માંહેલી હકીકતને તેની આગમજનાં બનેલાં પુરાતન દફતરોથી ટેકો નહીં મલે તો તે ઉપર થોડોજ ભરૂશો રાખી શકાય. એ સબબ ઉપરથી આ રેસાલા મધે જયાં જયાં બની શકયું છે ત્યાં એ પુસ્તકને સાહદત આપનારી બીજાં દફતરો મધેથી અને તેમાં અગત કરીને **દીનકર્દ** નામની નામીચી પેહલવી કેતાબ મધેથી ચુંટી કહાડીને વાંચનારાઓની નજદીક મુકયામાં આવી છે.

**જરથોશ્ત નામાનાં** હાથનાં લખેલાં જે પુસ્તકો હાલ મલી આવે છે તે દરએકની પછવાડે એક જુદો ભાગ પાડીને જરથોશ્તીઓના હાથમાંથી ઈરાંનનું રાજ ગયું તેની આસપાસની જુજ તવારીખ તથા તે વગેરે બીજી કેટલીએક બીના લખ્યામાં આવી છે, પણ તે હકીકત બરોબર જોતાં આ **જરથોશ્ત નામાને** લગતી નથી, માટે આ કેતાબ મધે પ્રગટ કર્યામાં આવી નથી.

# દીબાચો જરથોશ્ત નામાનો.

એ કેતાબ બનાવનાર દસ્તુર જરથોશ્ત બેહરામનો લખેલો.

પાક પરવરદેગારના હું શુકરાંનાં કરૂં છું કે તે સાહેબની તરફની મને મદદ તથા આશરો મલવાથી આ કેતાબ લખવાને હું શકિતવાંન થયો અને આ જરથોશ્તના કીસ્સાને મેં ફતેહમંદી સાથે લખીને સરનજાંમ પોંહોંચાડયો.

તે બુજોર્ગી ભરેલા ઈનસાફના ખાવંદ પાક દાદાર ઉપર મારી તરફથી લાખ ઘણી દરૂદ તથા આફ્રીન અને સલામ હોજો! તથા ભલી દીનના બખતાવર પેગમ્બર અશો જરથોશ્તનાં રૂહ ઉપર મારી તરફથી બેહદ દરૂદ અને સલામ પોંહોંચજો! આ કીમતી એહેવાલ રય શહેર મધે રેહેનાર કેકાઉશ એબને કેખુશરો નામના ખબરદાર અને દીનદાર ગ્રહસ્થના બોલવા ઉપરથી મેં લખ્યો છે. તે અને તેના બાપ કેખુશરો એ બંધેના રૂહ ઉપર હમારી તરફથી હજાર ઘણી દરૂદ અને આફ્રીન હોજો! પાક યજદાંની મદદ અને તેના હુકમથી મેં આ કીસ્સો લખ્યો છે. તે વાંચીને દીનદાર મરદો મારી ઉપર દુઆ અને આફ્રીન કરશે, એવી હું ઉમેદ રાખું છું. જે કોઇ મારી ઉપર દુઆ કરે અને મને શાબાસી આપે તથા દાદગર દાવર પાસે મારે સારૂ બક્ષેશચાહે તે નામવર શખસ હંમેશે ભાગ્યશાળી રેહેજો. અને તેનાં રવાંન ઉપર (મારી તરફથી) હજાર ઘણી દરૂદ તથા દોઆ અને આફ્રીન પોંહોંચજો! મે આ એહેવાલ યજદેજરદી ૬૪૭નાં વર્ષમાં આવાં મહીનો અને આદર રોજને દહાડે હાથમાં પકડયો અને આવાં રોજે જશન હતું તેથી હું (બંદગીમાં) મસ્ત રહ્યો, અને ખોરશેદ રોજની રાત્રે શરૂ કરી બે દહાડામાં મેં તેને લખીને તમાંમ કીધો છે. તેથી વાંચનાર શખસથી હું ઉમેદ રાખું છું કે તે ખોદાએતાલાની તરફથી મને બક્ષેશ ચાહે અને મને દોઆ તથા આફ્રીન કરે. જે કોઈ પોતાનાં જીગરથી મને દોઆ કરે, તેનાં અશો ફરોહરને (મારી) તરફથી દોઆ પોંહોંચજો. જો તું મારાં નામથી વાકેફ નહી હોય અને તે તું સાંભલવા તથા બોલવા માંગતો હોય તો (હું તુને જાહેર કરૂં છું) કે હું જરથોશ્ત બેહેરાંમ એબને યજદાથી એક યાદગાર (બેટો) છુ. જ્યારે મેં આ કીસ્સાને તેનાં કલાંમો તથા મતલબ ઉપર ધ્યાન આપીને વાંચ્યો ત્યારે મેં (પાક દાદારની જનાબમાં) ઘણીએક દોઆ અને તારીફ કીધી કે એવી બેતો કોઈ બોલશે નહી.

# સાંકળ્યું.



# યઁરાગ.

[ સ્થાપ્યું સને ૧૯૦૦ ]

જરથોશ્તીઓ માટે ધર્મ તથા સંસારને લગતું એકલું માસીક ચોપાન્યું.

અધીપતિઃ—અરદેશર નશરવાનજી બીલીમોરીઆ.

આ ચોપાન્યું વેદાન્ત, સુફીઝમ, થીઑસૉફી, આત્મજ્ઞાન, આજની વિદ્યા અને પશ્ચિમની ફીલસુફીની મદદથી જરથોશ્તી ધર્મ ઉપર રોશની ફેલાવે છે; તે ઉપરાંત સઘળી વૃદ્ધિઆત્મક (Progressive) હીલચાલો, જેવી કે સાઇકૉલૉજી, મેગ્નેટીજમ, જીવદયા, વેજીટેરિયનીઝમ વગેરેની હિમાયત કરે છે. કોઇ પણ પક્ષના **સંકોચાયલા આચાર વિચારોથી હદ બાંધવાને બદલે**, જરથોશ્તી ધર્મની મૂળ નેમ ધ્યાનમાં રાખી, તેનો **વિસ્તાર વિશાળ અને બહોળો રાખવામાં આવ્યો છે.**

સેંકડો સંતોષના ઉદ્ગારો નિરંતર આવતા રહે છે.

લવાજમ—વર્ષના રૂા ૩ા, હિંદી પોસ્ટેજ સાથે; દર્યા માર્ગે રૂા. ૪ા.

યઁરાગ ઑફીસ;

દસ્તુર કોટેજ, લુનસીકુઈ,

નવસારી.



# ફારસી જરથોશ્ત નાંમાંનો

## ગુજરાતી તરજુમો.



આલમને પેદા કરનાર સાહેબ, જેનાં નામની યાદ જાહેર અથવા બાંતેનમાં કર્યા વગર કોઈબી કામ સરંજામ પોંહચી શકતું નથી, તેનાં (મોબારક) નાંમથી સુખન બોલવાને હું શરૂ કરૂં છું. દાનાઈનો સાહેબ (સઘળી જાતનું) પાલણ કરનાર, સર્વ શકિતવાંન (દુનિયાંને) કાયમ રાખનાર, જમીન તથા સાતે આસમાનને પેદા કરનાર, ખોદાઈ તખત અને ફરતા ચેરખને હસ્તી આપનાર, અક્કલ તથા આત્માનો પેદા કરનાર, ચંદ્ર, સુરજ, સુકર, બુધ, મંગલ, બ્રેસ્પત અને શનીશ્ચર, એ તરેંહવાર સેતારાઓને રોશની બક્ષનાર, બક્ષેશનો ખાવંદ, અને દાદનો લેનાર છે. તે સાહેબની અતી ઘણી બક્ષેશની અસર આપણુ (બંદાઓ) માં છે. તે મધે આપણુને જ્ઞાન તથા

બુધ્ધિ આખ્યામાં આવી છે અને તેનું કારણ એ છે કે તેની મદદથી સારૂં તથા નરસું પીછાંણુવાને આપણુથી બની આવે, અને જે શખ્સને રસ્તો બતલાવનાર દાનાઈ હોય તેનું કામ બંધે જેહાનમાં ખુબી ભરેલું છે.

જો તું દીનથી સલામત રેહવા ચાહતો હોંય તો, મારી આ નશીયતને તું માન, અને તે પેદા કરનાર સાહેબની હૈયાતીને પેહેલી ગણુ, અને તું જાંણુ કે ખોદા એક છે, તેની મીસાલનો બીજો કોઈ નથી, તે બંદાથી રાસ્તીને ચાહે છે, અને જુઠાણું તેને પસંદ આવતું નથી.

---

## કેતાબ બનાવવાનો સબબ.

એક મોબેદ કે જે મોબેદ લોકોમાં વડો અને વિદ્વાનોનો સરદાર હતો, તેની પાસે એક સારૂં પેહલવી ભાષામાં લખેલું પુસ્તક મારા જોવામાં આવ્યું, તે મધે દુનિયામાં થઈ ગયલા આગલા પાદશાહો તથા બુજોર્ગોનો એહેવાલ લખેલો હતો, અને તેમજ પેગમ્બર જરથોશ્ત—કે જેનાં રૂહ ઉપર ખોદાની તરફથી દરૂદ હોજો—તે (સાહેબ) માયને પેટે જન્મયો ત્યાર પછી અવસ્તા-ઓ-જંદ લાવ્યો તે વેલાએ તેની ઉપર કેવી રીતનાં બનાવો ગુજર્યા હતા તે વિષેનો ખોલાસો કરેલો હતો. એ પુસ્તક પુરાણું થયલું હતું, તે સાથે તેને વાંચીને સમજવાને કોઇ શકિતવાંન નહીં હતું. તે મોબેદે મને કહ્યું કે આએ કેતાબ ઉપર તું ધ્યાન આપ, કે જેથી તું દીનની હકીકતને સારી રીતે સમજશે. એ પછી તેણે તે દફતરનો એક ભાગ વાંચીને મને સમજાવ્યો, અને તેથી મારાં દીલમાં ઘણી ઉલટ છુટી. તે ઉપરથી તેણે મને ફરમાવ્યું કે તું સારી તરેહથી જાણે છે કે આએ પુરાંણી બાબતોની કોઇને કસી યાદ અથવા ખબર નથી, અને તે સાથે આએ ભાષાની પુરતી માહીતગારી કોઈ ધરાવતું

નથી. એટલા સારૂં એ તવારીખનો બીલકુલ નાશ થાય એવી મને ધાસ્તી રહે છે. તેથી આએ વખતે તુંને ઘટારત છે કે તારી દાનાંઇને આવે ઠેકાંણે તું કામે લગાડે, અને આએ બીનાને જુની પારસી ભાષાનાં નીતરા શબ્દોથી તું બેતોમાં જાહેર કરે, અને પાક દીનનાં કાયદા કાંનુનોને તું પાછા તાજા કરે. જો બેહતર દીન (ની આએ બાબત) ને તું જાહેર કરશે તો તેથી દુનિયાંમાં તારી યાદગારી રહેશે; એટલુંજ નહીં પણ તે સાથે આલમને એ એહેવાલ નવો થઈ પડશે, અને સઘળા લોકો એ દાસ્તાંન વાંચીને આપણી ખાલેસ દીનના ખરા માએનીને પીછાંણશે. હાલમાં તું ખુશ હાલતમાં છે, તુંને નથી ઓરત કે બચાંઓની ફીકર, અને તેમજ હું બી જુવાંનીની હાલતમાં આવેલો છું; તે સાથે આગલા એલમનો અભ્યાસ રાખું છું, માટે એ કામમાં હું કુશતીની મુઆફેક કંમર બાંધેલી રાખીશ. મોબેદથી આએ સઘળી વાતો સાંભળીને મને ઘણી ખુશી ઉપજી અને તે કામ ઉપર મારૂં દીલ લાગું, તેથી એ બાબતને બેત બાજીમાં જાહેર કરવાનો મેં ઠરાવ કીધો કે જેથી દુનિયાંમાં મારાં નામની યાદગારી રહે, અને આખેરસ મને ખુબી હાંસલ થાય, તથા કુદરત અને ઇનસાફનો સાહેબ ખોદાએતાલા મારાં રવાંનને દોઝખથી મોકલું કરે. એવા નેક વિચારથી, મેં પોતાના રવાંનને સારૂં નેકીનો માર્ગ ખુલ્લો કીધો, અને હું પોતાને ઘર ગયો. આ વેળાએ મારૂં દીલ તથા રવાંન, એ બંને ખુશ અને ઉલટ ભરેલાં હતાં. જ્યારે મારી બંધે આંખો ખુશ ખોઆબમાં આવી ત્યારે સારાં બીછાંણું આગળ આવીને સરોષ યજદે મને ફરમાવ્યું (એટલે મને બશારત થઇ) કે "આએ ખોઆબથી બીદાર થયા પછી તારી જબાનને વગર ઢીલ કરવે સુખનો કેહવાનાં કામમાં વાપર, અને અશો જરથોશ્તનો એહેવાલ જુની પારસી ભાષામાં બેતોથી લખીને તાજો કર; અને તેથી જરથોશ્તનાં રવાંનને ખુશહાલ કરી તારાં રવાંનને દોઝખથી ખલાસી આપ. તે ઇન્સાફનાં ખાવંદ અને કાયમી બક્ષ-

નાર સાહેબની હજુરમાં છુટક મેલવવાનું એથી બેહેતર બીજું કારણ તું નહીં પાંમશે." આએ ધાસ્તીથી મારી ઉંઘ ગઈ અને હું જાગી ઉઠયો. આ વેળાએ મારી આંખમાંથી આંસુની નેહેર ચાલવા લાગી અને એ ફીકરમાં દીસ ઉગયા ત્યાં સુધી મને ઉંઘ આવી નહીં. બાંમદાદ (ની વેળાએ) જ્યારે આસમાંન ઉપર આફતાબે નુરનો ફાંટો નાંખ્યો (એટલે જે ખોરશેદ તલુ થયા) ત્યારે હું મારા બુજોર્ગ બાપ કેખોશરો, જેને સઘળા લોકો દારાંના બેટાને નામે ઓલખે છે, અને જેનું પુરાતન મકાંન રય (શેહેર)માં છે, અને લાંબી મુદત થઈ તેનું ખાંનદાન પરખ્યાત થયલું છે, તેને આએ ખોઆબની બીના કહી. તેણે મને કહ્યું કે આએ દાસતાંન બેતોમાં જાહેર કરવી એ જેવું ઉત્તમ કામ દુનિયાંમાં તુંને બીજું કોઇ નથી. માટે હવેથી તું નકામો વખત માં ગુમાવ અને તુંને જે વસ્તુ જોઇએ તે વિષે તું મને કહે કે હું તુંને તે મંગાવી આપુ, અને તું એ કામ ઉપર જલદીથી તારૂં દીલ લગાડ, અને એ એહેવાલ જાહેર કરવામાં સંપુર્ણ વિચારથી કોશેશ કર, કે પાક દાદારની બક્ષેશ આપણુ ઉપર ઉતરે. મારા બાપથી આવી રીતનો જવાબ શાંભલીને મેં પોતાનાં ખોઆબનાં ઈલાજનો માર્ગ શોધ્યો; અને પેલા અવસ્તા-ઓ-જંદથી વાકેફગાર મોબેદ પાસે જઈ મેં તેને પેલું કામ શરૂ કરવા સારૂં અરજ કીધી, અને તે બાબેનાં વિચારો મારા મજ્જ ઉપર પુરતી રીતે બેસાડવા સારૂં મેં તેને કહ્યું. તે મોબેદનાં બોલવા ઉપર મેં પોતાનાં બંધે કાનો રાખ્યા, અને તેણે જે કાંઇ મને કહ્યું તે ઘણી હોશીઆરીથી મેં સાંભળી લીધું, અને તેથી વાકેફ થઈને મેં આએ એહેવાલ લખ્યો છે.

---

## પેગમ્બર જરથોશ્તના જન્મારાનો એહેવાલ.

પેલો મોબેદાંન મોબેદ કેહવા લાગો કે, જયારે દુનિયાંમાં કોઈ ધર્મ ઉપદેશ કરનાર તથા રસ્તો બતલાવનાર સરદાર રહ્યો નહીં ત્યારે ગુરૂ વગરના લોકો, ખોદાના હોકમો સમજવાથી અંજાંણુ રહેવાને લીધે, યજદાં પરસ્તીથી શર ફેરવવા લાગા, અને દરએક જણે ધર્મ તથા નીતિથી દુર રહેવા માંડયું; અને સઘલા લોકો લેઆંનતી દેવની મોરાદ મુજબ (ચાલનાર) થયા. આલમને (આવી રીતે) ગુમરાહ થવાથી એહેરેમનના દીલમાં ખુશી ઉપજી, તેથી પાક દાદારે તે બીચારા ટોળા ઉપર મેહેરબાનગી ભરેલી નજર કરીને ચાહ્યું કે પેગમ્બરને જાહેર કરી તેની મારફત તેઓને બંધ દરવાજાની કુંચી બતલાવે, યાને પેગંમ્બરની સાથે ધર્મ પુસ્તકો મોકલીને તેની મારફતે તેઓને ખરો માર્ગ દેખાડે. એવા વિચારથી બેમીસાલ પાદશાહ ફરેદુનનાં ખાંનદાંનથી તે નેક પેગમ્બરનું ઝાડ ઉગાડયું, અને તે ઝાડ જયારે ફળવંત થયું ત્યારે તેની ઉપર પેગમ્બર જરથોશ્તનું ફળ મોકલ્યું.

**શરેહ.**—એટલે જે પેશદાદીઆંન ટોળાનો પાંચમો પાદશાહ ફરેદુન કે જેની પછી તેની મીસાલનો એજમતી અને દીનદાર પાદશાહ ઇરાંનનાં પાયતખ્ત ઉપર બીજો કોઇ થયો હતો નહીં, તેનાં ખાનદાનની એક ઓરત તથા મરદનાં જોડાંથી પેગમ્બર જરથોસ્તને જન્મ આપ્યો.

આપણા પેગમ્બર હજરત જરથોસ્તનો શીલશીલો ૨૯મી પેહેડીએ પાદશાહ ફરેદુનની સાથે લાગે છે, અને એ પેહડીનાં નામની વીગત દીનકર્દ કેતાબના સાતમાં દફતર મધે આએ રીતે જણાવેલી છેઃ—

[ દીનકર્દ કેતાબની પેહલવી એબારત. ]

**ઝરતુશ્ત પુરૂશસ્પ પતીરીતરસ્પ ઉરૂગધસ્પ હએચતઅસ્પ ચીખશનુશ પએતુપ અરેજધર્શની હરધર સ્પીતામ વએદુશ્ત નયાઝેમ આધદીચ દુરાસુબ ઈ માનુશચીહર ઈ (અઈરાન દહુપત) માનુશ ઉરસ્તર માનુશઉરવાક નીરીયુસંગ ઇ વરઝીતદીન વીઝાક**

**અઇર્યાક ઉશ્રુતાક ઇબીતાક ફ્રાઝીશાક ઝીશાક ફ્રસીઝાક ઇઝક અઇરચ ઇ ફરીતુન (ખનીરસ ખુદા).**

[ ઉપલી પેહલવી એબારતનો તરજુમો. ]

જરથુસ્ત, પોરોશસ્પ, પેતેરેતરાસ્પ, ઓરોગદસ્પ, હએચદસ્પ, ચેખશનોશ, પેએતરેપ, અરેજદરશને, હરદાર, સપેતાંમ, વએદેસત, નીઆજેમ, એરેચ, દોરાસરોબ, માનોશચેહર [ઇરાનનો પાદશાહ], માંનોશ ઓરવર, માનોશ ઓરવાક, નેરીઓસંગ, વરજીદેદીન, વીજાક, અએરીઆક, ઇજક, અએરચ, ફ્રેદુન [ ખોનેરસનો સાહેબ ]*

[ શાએર કહે છે કેઃ—નેક અને બદ, એ સરવેનો જાંણનાર પાક દાદાર સીવાય બીજો કોઇ નથી, માટે તું જો દાંનાઇ ધરાવતો હોય તો, તે સાહેબ વગર બીજા કોઇને ગણતો માં.]

ઉપર જણાવેલા (પાદશાહ ફરેદુનના) મોબારેક ખાંનદાંનનો એક દાંનેશમંદ મરદ રય શેહેર મધે રેહેતો હતો, તેનું નાંમ પેતેરસ્પે કરીને હતું, અને તેના પોરોશસ્પ નામના એક બેટાની પીઠથી જરથોશ્ત જન્મ્યો હતો, કે જે સાહેબ આલમના લોકોના ટાલાં (યાને બંધ રસ્તા)ની કુંચી થઇ પડી હતી. એજ ટાલાંની તોખમના જડાવનાં તાજ સાથેની શાંન, શોકત, દબદબો અને ચલકાટ ભરેલી એક બેટી બખતાવર જરથોશ્તની માંય હતી, તે ઓરતનું નાંમ દોગદોય કરી હતું.

**શરેહ.**—આપણા અશો પેગમ્બરનો જન્મ રય શેહેર મધે થયો હતો, તે વિષેનો ઇસારો યજશ્ને ૧૯ મા હાના અવસતા મધે આવેલો છે, તે અવસ્તા તેની માએની સુધાં આએ જગો ઉપર પ્રગટ કરવાને હમો ઘટતું વિચારીએચ.

---

* "ખોનેરસનો સાહેબ"—આ એબારતથી મોરાદ પૃથ્વિના પાદશાહની છે. આગલા વખતમાં આપણા ઇરાંની પાદશાહો મધેથી જે પાદશાહની હકુમત પૃથ્વિ ઉપરનાં સઘલાં રાજો ઉપર ચાલતી હતી તે પાદશાહનું નામ ઉપલા એલકાબથી લખ્યામાં આવતું હતુ, અને જેની હકુમત માત્ર ઇરાંન દેશની ઉપર ચાલતી હતી, તે પાદશાહને 'ઈરાંન દહીઓપત " એટલે જે ઈરાનનો સાહ કરીને લખતા હતા.—તરજુમો કરનાર.

[ અવસ્તા. ]

**આઊડ-હાંમ દખીઉનાંમ ઇઆઉ અન્યાઉ રજોઈન જરથુસ્ત્રોઈત્.**

[ઉપલા અવસ્તાનો તરજુમો.]

બીજાં જે શેહેરો (છે) તેમાંના રગ (શેહર) થી જરથોસ્ત (જન્મયો) છે.

અવસ્તાના ઉપલા કલામો મધે જાહેર કરેલું **રગ** શેહર, **રગ** અથવા **રએ** અને **આતોન પાદગાંન** એવાં ત્રણ નાંમથી ઓલખાતું હતું, એવું **બંદીદાદની** પેહેલી પર્ગરદની શરેહમાં જણાવેલું છે. **દીનકર્દ** કેતાબનો બનાવનાર પણ પેગમ્બર જરથોસ્તને જન્મવાનાં શેહરનું નાંમ **રગ** કરીને લખી ગયો છે, અને એ શબ્દ પેહલવી ભાષાના **હરફોની** એક સરખી વલાણને લીધે **રગ** તથા **રએ** એ બંધે રીતે વંચાય છે.

---

## અશો જરથોશ્તની માએ દોગદોને થયલા ખોઆબનો એહેવાલ.

મોબેદ જણાવે છે કે જ્યારે દોગદોને જરથોશ્ત વિષેનો હંમેલ રહ્યો તે હંમેલ ઉપર આસરે પાંચ મહીના અને વીસ દહાડા થયા ત્યારે દોગદોએ એક રાતના એવો ખોઆબ જોયો કે—એક શીહા વાદળ તેણીના ઘરની આસપાસ થઈ આવ્યું, અને તેથી આફતાબની રોશની ઢંકાઇ ગઇ, અને રોશન રોજ અંધારી રાત તરીકે થઈ પડયો, અને તે વાદળ મધેથી વાઘ તથા વરૂ અને સુસવાટ તથા અઝદા અને બબર અને એ વગરે બીજાં ભયંકર ફાડી ખાનારાં તથા ડંખ મારનારાં તરેહવાર રાક્ષસી કદનાં તેજીદાર દાંત તથા ચુંગાલવાળાં જાનવરો વરસાદની મોઆફક તેણીનાં મકાંન મધે વરસવા લાગાં, અને તે ફાડી ખાનારાં જાનવરો મધેથી એક ઘણું મુંજી અને ફાએક જાંનવર પુંફારા મારતું દોગદોની તરફ ગયું, અને તેણે પોતાની ચુંગાલે કરી દોગદોયનું પેટ ચીરીને જરથોશ્તને બહાર કહાડયો, અને જરથોશ્તનાં શરીરને નુકશાન કરવાના ઇરાદાથી તેને પોતાની ચુંગાલ-

માં પકડયો અને તેને ગલી જવાનો ઈરાદો કીધો. તેજ વેળાએ આદમીઓની મીસાલે (બીજાં) ફાડી ખાનારાં જાંનવરો તે ડરામનાં જાંનવરની આગલ દોડી આવીને પોકાર કરવા લાગાં, અને તે શખતી તથા દરદથી–દોગદોય કેહછે કે–તેણીએ પોકાર અને ફરીઆદ ઉઠાવવા ચાહી, પણ તેણીને જરથોશ્તે મના કીધી, અને કહ્યું કે—"ઓ માંય, તું કોઈબી વાતે ગમગીન માં થા, અને આ ફાડી ખાનારાં જાંનવરો ગમે એટલાં હોય તેની તું કશી પરવાહ માં કર; કેમકે મારો નેગેહબાન ઈનસાફનો ખાવંદ પાક દાદાર છે. માટે આ જાનવરોથી મને કસી ઈજા પોંહોચવાની નથી, અને તે સાહેબની મદદગારીને લીધે હું કોઈબી રીતની બુરી ચીજથી બીહનાર નથી." આ કલાંમો સાંભળવાથી દોગદોયના જીવને રાહત થઈ. (એવામાં) તેણીએ બુલંદ આસમાનની તરફથી ખોરશેદની મીસાલના એક નુરમંદ પાહાડને પેહલું શીહા વાદળ તોડીને સેતાબીથી નીચે આવતાં જોયો, અને જેમ ખેજાંનનો પવન લાગવાથી ઝાડનાં પાંદડાં ખરી જાય છે તેમ (પેલા ડુંગરના ઉતર્યાથી) પેલાં ફાડી ખાનારાં જાનવરો તેની આગળ (સુસ્ત) થઇ પડયાં હતાં. જ્યારે તે નુરનો પાહાડ ઘણો નજદીક આવ્યો ત્યારે તે મધેથી પંદર વર્ષની ઉમ્મરનો એક જુવાન અને ખુબસુરત શખ્સ જમશેદની મીસાલનાં નૂર તથા દબદબા સાથનો પાસબાની કરનાર તરીકે બાહાર નીકળ્યો. તેણે પોતાના એક હાથમાં એહરેમનની જડને બાળી નાંખનાર એક નુરમંદ લાકડી પકડેલી હતી, અને બીજા હાથમાં ખોદાતાલાની તરફનું નામું હતું. તે પુસ્તક તે નેક ખસલતના મરદે પેલાં ફાડી ખાનારાં જાંનવરોની તરફ ફેંકયું, તેથી સઘળાં જાંનવરો તે મકાન મધેથી નાહસી ગયાં; પણ તેઓ મધેથી ત્રણ ફાડી ખાનારાં દલેર જાંનવરો જેમાં એક વાઘ, એક ચીત્તો અને એક વરૂ હતું, તે ઉભાં રહ્યાં; તેજ વેળા તેઓની તરફ જવાનો એક ઘસારો કરીને પોતાની નુરી લાકડી

ફેંકી તેથી પેલાં ત્રણુ મુજી જાનવરોનો અંત આવ્યો; અને (ત્યાર પછી) તે જવાને જરથોશ્તને તુરત ઉંચકીને તેની માંયનાં પેટમાં સારી તરેહથી પાછો મેલ્યો, અને તેની એક ચજમતી પુકથી પેટનો જખમ તરત રૂજાઇ ગયો, અને પાક દાદારના હૂકમથી જરથોશ્તને કશી ઇજા નહી થઇ. એ પછી પેલા જવાને દોગદોયને કહ્યું કે—"તું આએ વગર જન્મેલા બેટાને સારૂ કોઇબી દુશ્મનથી તારા જાનને ધાસ્તી ભરેલો માં કરતી અને કશી રીતનો ગમ તારા દીલમાં નો રાખતી; કેમકે આલમને પેદા કરનાર સાહેબ તેનો નેગેહબાન છે, અને સઘળી દુનિયાં એના મુબારક દીદારની ઉમેદવાર છે. બેશક એ છોકરો પાક દાદારની તરફથી આલમનો પેગમ્બર થશે, અને તેની દીનથી દુનિયાં રોશની ભરેલી થશે, તથા બકરૂં અને વરૂ એક ઓવારે પાણી પીશે, અને યજદાંની બક્ષેશથી બૂરા લોકોને હલાકી પોંહોચાડશે. માટે, અય ઓરત, તું ફાડી ખાનારા જાનવરોથી ધાસ્તી માં રાખતી; કેમકે જેનો મદદગાર પાક ખોદાએતાલા હોય, અને તેની દુશ્મનાઈમાં કણુ સઘળી દુનિયાં હશે, તો તેની કશી ધાસ્તી નથી." જરથોસ્તની માય દોગદોય કહે છે કે—"આએ સઘળા સુખનો મેં સાંભળ્યા પછી તે જુવાન તરત ગાએબ થઇ ગયો અને મારી બંધે આંખો ખોઆબથી બીદાર થઈ. આએ વેળા હજુર બે પોહોર રાત હતી, પણ મારૂં તન ધ્રુજવા લાગ્યું અને મારૂં દીલ ધાસ્તી ભરેલું હતું, તેથી હું તે વેળા મારાં ઘરની પાસે રહેનાર એક દાંનેશમંદ અને રશીદે ઓમરના તથા ખોઆબની તાબીર કહેનાર તરીકે પ્રખ્યાત થયલા બુઢા શખસની પાસે ગઈ, અને તેને આએ જોયેલા ખોઆબનો સઘલો હેવાલ જાહેર કરીને કજાથી ઉતરતા સબબો વિષે મેં જાણુવા માંગ્યું. તેથી તેણે મારી પાસે મારૂં જન્મ પત્ર મંગાવ્યું, અને મને કહ્યું કે "આએ રીતનો અજાયબ જેવો ખોઆબ આજ સુધી મારા જોવામાં તથા સાંભળવામાં આવ્યો નથી. જો તારૂં તાલે રોશન હશે તો જમાંનો તુંને બુલંદ મરતબે પોંહ-

ચાડશે, અને તારાં ફરજંદથી તારી સઘલી મોરાદ બર આવશે, અને તેનાં નાંમથી તારાં નામને ઘણી બોઝોર્ગી મલશે, અને તે (તારૂં ફરજંદ) દુનિયામાં આફતાબની મીસાલે સોહરત પાંમશે, અને તેની સાંમે થવાની કોઇનામાં તાકાત રેહશે નહી.' જ્યારે ખોઆબની તાબીર કેહનારથી મેં એવા સુકનો સાંભલ્યા ત્યારે હું તરત મારે ઘર જઇને મારૂં જન્મ પત્ર લાવી, અને તે બુઢાની આગલ મેલ્યું. તેણે મારા ગ્રહોની ઉપર સારી રીતે ધ્યાન પહોંચાડયા પછી મને કહ્યું કે, 'તું પાછી તારા મકાંન ઉપર જા, અને ત્રણ દહાડા સુધી આએ બીના કોઇની આગળ કેહતી માં, અને ચોથે દહાડે બાંમદાદના વખત ઉપર ખોરશેદ તલુ થતી વખતે તું મારી આગલ આવજે, તે વેળાએ હું તુને એ વિષેનો સઘલો વીગતવાર ખેલાસો કરીશ, અને આએ ખોઆબથી તારાં દીલને વગર ધાસ્તી ભરેલું કરીશ.' તેથી હું પાછી મારે ઘર ગઈ; પણ મારૂં દીલ ફીકર ભરેલું હતું. ત્રણ દહાડા મેં વગર ઉંઘ અને ખોરાકે ગુજાર્યા. ચોથે દહાડે ખોરશેદને તલુ થવાના વખત ઉપર હું ખોઆબની તાબીર કેહનાર નજુમીની આગલ ગઈ. તે મારૂં મોહડું જોઈને હસ્યો અને ઘણીવાર સુધી વિચાર કરીને 'અસતરલાબ*' સુરજની સાંમે રાખીને પછી એક પાટી ઉપર તાલે તથા વખત લખી કહાડયો, અને ત્યાર પછી મંગલ, સુકર, બુધ, ચંદ્ર, સુરજ, અને શનીશ્ચર, એ સેતારાઓની તરફ ધ્યાન આપ્યું અને તે વિષેનો હીસાબ તથા ગણુતરી કરવામાં કેટલોક વખત ગુજાર્યા બાદ, મને કહ્યું કે 'કોઈએ કદી નહી જોયો હશે એવો એક અચરતી ઉપજાવનારો હેવાલ મારા જોવામાં આવ્યો છે; માટે તું જાણ કે જે બુઝોર્ગી ભરેલો બેટો તારા પેટમાં છે તે તારી સઘળી કીર્તીનું તાજ છે.'"

*"અસતરલાબ" એ નજુમી લોકોના એક પત્રનું નામ છે, કે જેની મારફતે તેઓ સુરજ તથા બીજા ગ્રહોનું અવલોકન કરી શકે છે.—તરજુમો કરનાર.

## જરથોશ્તની માંએ દીઠેલા ખોઆબનો ખોલાસો.

પેલા નજુમીએ જરથોશ્તની માંય દોગદોયને કહ્યું કે—"જે રાત્રે તુંએ આએ શખતી તથા દુઃખભરેલો ખોઆબ જોયો તે વ્હાડે હુંમેલને પાંચ મહીના અને તે ઉપર તેવીસ દીવસો ગુજરેલા હતા. જ્યારે પેલો પવિત્ર આત્મા [વાળો બેટો] તારાથી જુદો પડશે (યાને જનમશે) ત્યારે આ દુનિયાં તેની સખાવત અને ઇનસાફથી આબાદ થશે. તેનું મોબારક નામ જરથોશ્ત પાડયામાં આવશે, અને સેવટ સુધી તે નેકીનો શોખ રાખશે, અને જે બદ રાહે ચાલનારા દીન દુશમન લોકો તેની સાંમે થશે તથા તેનાં કાંમમાં ઘણી હરકત કરશે તે સઘલાઓ તેનાં રોશન ભાગ્યની બરકકતથી પસત થશે. અને જેમ તુંએ ફાડી ખાનારાં જાનવરની તરફથી જોસું તેમ, તું બુરા લોકોના જુલમથી ઘણી રંજ ભોગવશે, પણ સવટે આએ વગર જન્મ પાંમેલા બેટાથી તું ખુશ અને ફતેહમંદ થશે. બીજું તુંએ જે નુરમંદ જુવાંનને દલેરી તથા રોશની સાથે બુલંદ આસમાંનની તરફથી નીચે આવેલો જોયો તે બુલંદ દરજ્જાનો મોબારક સરોષ હતો, અને તેના હાથમાં પકડેલી ચમકાટ ભરેલી લાકડી કે જેનેથી તુંને રાહત પોંહચી તે જરથોશ્તથી દરએક બુરાઇને પાછી રાખવાનું ખોદાઈ નુર હતું, અને તેના બીજા હાથમાં પકડેલી કેતાબ જરથોશ્તની પેગમ્બરીની નીશાંણુ હતી, કે જેની મારફતે (દુનિયાંમાં) નેકીના બીજ રોપાનાર છે, અને તેથી દેવ તથા પરી (યાને વેહમી મોરાદની બુતપરસ્તી) આજેજ થનાર છે, અને એથી દુનિયાંમાં તેની સઘલી મોરાદ હાંસેલ થશે, તથા તેનાં નાંમથી કાએમી રહેશે. પેલાં ત્રણ દરંદા જાનવરો, જેઓ તે નુરમંદ લાકડીથી ખાક બરાબર થયા, તે ત્રણે જરથોશ્તના સર્વેથી મોટા દુશ્મનો છે. તેઓ પોતાની કોશેશમાં તેની ઉપર કદી ફાવસે નહી, અને આખેર હોણુપસ્તી ભરેલ. અને ખાક બરોબર થશે; (કેમકે) જ્યાં રાસ્તી તથા ખરો માગ જાહેર થયો ત્યાં જુઠા લોકો પાએદાર નથી રહેવાના, અને જેમ દુનિ-

થાંમાં ખોરશેદ ઉપર ખાક છાંટવાથી તેની રોશની ઢંકાયલી રેહતી નથી, તેમ તારાં ફ્રરજંદની કીર્તીને અજ્ઞાન તથા દીન વગરના લોકોના ગીલ્લાથી જાંખ પોંહુચનાર નથી. જે વેળાએ જરથોશ્ત ભલી દીનને આશકારા કરશે, તે વેળાએ એક બોઝોર્ગ પાદશાહ તેની સાચી દીનને મદદ કરશે, અને તેનાં સઘલાં કાંમોને રોનક આપશે. તે નેકબખ્તી ભરેલું ઝાડ છે કે જેમાંથી પાક દાદાર આવું એક ફળ ઉત્પન્ન કરે. આએ પવિત્ર બેટો કે જે વીંધ્યા વગરનું મોતી છે તેથી આ પૃથ્વિની તરાવત ભરેલી ખાકથી તે સમાક સેતારાની બુલંદી સુધી ખુશી ઉપજશે (એટલે કે મીનો તથા ગેતીની બંધે પેદાએશ મઘન થશે,) અને તેના હોકમ પ્રમાણે ચાલવાના બદલામાં (આલમના લોકોને) બેહશ્તનું (મકાન) મલશે, તથા તેના દુશમનોના રૂહો દોઝખી થશે; પણ અફસોસ છે કે હું ત્યાં સુધી રેહનાર નથી. જો તે વેળાએ મારી હૈયાતી હતે તો હું તે ઉપર પોતાનો જાંન અને દોલત ફીદા કરતે."

જ્યારે દોગદોએ આએ તરેહના ખુબી ભરેલા કલામો (નજુમીથી) સાંભલ્ય, ત્યારે તેણીએ તે ચાલાક મગજના બુઢાને સવાલ કીધો કે "મારો હંમેલ પાંચમાં મહીનાનો છે એવું તુંએ શા ઉપરથી પીછાંણ્યું?"

તેનો જવાબ તે દાંનેશમંદ બુઢાએ એવી રીતે વાલ્યો કે તું આજથી બાળક જન્મે ત્યાં સુધીના દહાડાઓની ગણતી રાખશે તો (તે ઉપરથી) તુંને મારા બોલવાની સચ્ચાઈ માલમ પડશે; કેમકે મેં જે કાંઈ તુને કહ્યું છે તે આગલી તવારીખ તથા એલમે નજુમના હીસાબ ઉપરથી વિચાર કરીને કહેલું છે. આએ નેક ફાલના બેટાથી ઈનસાફનો ખાવંદ પાક દાદાર તુંને શું કરશે તે તું પોતે જોશે, અને આએ દુનિયાંમાં તેના કાંમોની વખાણ થશે, તથા તેનાથી સાચા લોકો ખુશી ભોગવશે.

આએ રીતની ખેઆબની તાબીર સાંભળીને દોગદો ઘણાં ખુશી ભરેલાં દીલથી તે ખેઆબની તાબીર કેહનારા દાંનેશમંદ ઉપર આફ્રીન કરીને પોતાને ઘર ગઈ, અને તેણીએ તે સઘળો હેવાલ ( પોતાના ખાવંદ ) પોરૂશસ્પને કહ્યો, અને ત્યાર પછી બંને જણે એ વધાઈ પેતેરસ્પને પોંહોચાડી.

**શરેહ.**—વાંચનારે જાણવું જોઇએ છે કે ઉપલા હેવાલમાં ખેઆબની તાબીર કેહનાર શખ્સે પોતાનાં બોલવાની સાબેતીમાં અશો જરથોસ્તની માએ દોગદોને જે તવારીખના દાખલા વિષેનો ઇસારો બતલાવ્યો છે તેનું કારણ એ છે કે એ સાચા પેગમ્બરને આ દુનિયાંમાં પેદા થવા વિષેની અગમચેતી બુજોર્ગી ભરેલા પાદશાહ જમશેદ તથા ફરેદુન અને બીજા બુજોર્ગોએ માનો યજદોની બશારત ઉપરથી આલમના લોકોને જાહેર કરેલી હતી, તે વિષે **દીનકર્દ** કેતાબના સાતમાં દફતર મધે નીચે લખી જણાવ્યા પ્રમાણે બેઆંન આવેલું છે:—

[ દીનકર્દ કેતાબની પેહલવી એબારત ગુજરાતી હરફે. ]

**હનાજ અયોક મેન અફદી હમત સંરૂબે જરહુનશાન અફદી વલમન ગબરા એ રબા ગદમન મેન ગુબશાન જમ વ હાનજ વરજાવનદ પવન વખ્શ. મદમ બુરદારી જેશાન મેન યજદાન બઈન સાતુનત ચકવીમુનાત. આઇગ જમ વલ શીદાઆન ગુપત આઇગ લાલા લીતમેમન જરહુનેત અવીજક આહાલુબ જરતુશાત મવન લેગુમ શીદા હોમનીત અતાન જકે કર્ત અખાહીશની યહબુનેત આઇગ બરા અપારીનેત અકેરદારીજ વલ લેકુમ યહ-બુતેન અખાહીશની. આઇગ લેકુમ નફશમન રા લા તુબાન બવીહુનેસ્તન. અએશ લેકુમ રા લા બવીહુનેત. પઇતાક આઇગ સરૂબે મદમ જરહુનશાને જરતુશાત અવરા વખશુરી રા એવાઝ મેન વરજાન દીન ચીગુન જમ ફરીદુન વ કળદ ફરજાનક અન-શુતા અવજનદીહેસત.**

[ ઉપલી પેહલવી એબારતનો તરજુમો. ]

"વળી એક બીના એ છે કે તે ઘણા નુરમંદ શખ્સને (યાને જર-થોસ્તને) પેદા થવા વિષેની અગમચેતી તેના જન્મવાની આગમચ મીનો

યજદોની બશારતથી (પાદશાહ) જમશેદે અને તે વગેરે બીજા બુજેર્ગ પાદશાહોએ આલમના લોકોને કહેલી હતી. (પાદશાહ) જમશેદે બદ માર્ગે ચાલનારા આદમીઓને જાહેર કર્યું હતું કે આએ દુનિયાંમાં ખાલેસી ભરેલો અશો જરથોસ્ત પેદા થશે, તે તમો બદકાર લોકોને દુઃખી તથા તારાજ કરશે, અને તમોને હીણપસ્તી ભરેલા તથા નકાંમાં કરશે, અને તમોને ધીક્કારશે તથા તમારી તરફ કોઇ દયા નહીં લાવશે. જરથોસ્તને પેદા થવાની તથા તેની પેગમ્બરી વિષેની જેવી અગમચેતી જેમ જમશેદે આપી હતી. તેવીજ અગમચેતી દીનદાર લોકો મધેથી (પાદશાહ) ફરેદુન અને બીજા ઘણાએક દાંનેશમંદોએ પણ આલમના લોકોને જાહેર કરેલી હતી."

પેગમ્બર સાહેબ અશો જરથોશ્ત આએ દુનિયાંમાં પેદા થશે, અને તેની ઉપર પાક ખોદાતાલાની તરફથી કુદરતી ખોરેહ ઉતરશે, અને તેથી તે પેગમ્બર આએ દુનિયાંમાં અચરતી ભરેલાં કાંમો કરશે, તે વિષેની ખબર તુરાંનના નામીચા પાદશાહ અફ્રાસીઆબને પણ હતી. તેથી તે પાદશાહે પોતાના સંકટના વખત ઉપર વરકશ દરીયાના પાંણી અંદરથી પેગમ્બર જરથોશ્તની મોઆફેક ગુજર કરીને પેલે પાર જવા સારૂ પાક ખોદાએતાલા પાસે જે મોરાદ માંગી હતી, તે વિષેનું બેઆન આવાં યશ્તના પાક અવસ્તામાં નીચે જણાવ્યા પ્રમાણે આવેલું છેઃ—

[ અવસ્તા. ]

**યથ અઝ્મ અજેવત્ ખરેનો અપયેમિ યિમ્ વજઇતે મઇધિમ્ જરયંઘહો વોઉરૂ-કષહે યત્ અસ્તિ અઇર્યનાંમ્ દખ્યુનાંમ્ જાતનાંમ્ અજાતનાંમચ યત્ચ અષઓનો જરથુશ્ત્રહે.**

[ ઉપલા અવસ્તાનો તરજુમો. ]

"હું તે ખોરેહ* (યાને કુદરતી શકિત) મેલવું કે જેની મદદથી વોઉરૂકશ દરીયામાંથી ગુજર થઈ શકે છે. જે (ખોરેહ) ઇરાન શેહરના [ એર્યન ] જન્મેલાઓમાં જે જરથોશ્ત છે તેનું છે."

*"ખોરેહ" વિષેની સમજ માટે જુઓ જરથોશ્તી રાહબર, પા. ૨૭૫-૨૯૭—ન. ફ઼. બી.

અવસ્તાના ઉપલા દાખલાને મલતો એહેવાલ દીનકર્દ કેતાબનાં સાતમાં દફ્તરમાં જાહેર કરેલો છે, તે પણ વાંચનારની જાણને સારૂં હમો અત્રે પ્રગટ કરીએ છેઃ—

[ દીનકર્દ કેતાબની અસલ એબારત ગુજરાતી હરફે. ]

**અફ્દાએ જરતુશ્ત જનશાન શીદાઆન મેન જકે વલમન ગદમન વ આકાસી જેશ પીશજ મેન જરહુનશાન વલ ગીહાન મત યકવીમુનેત રા હમત ફ્રાસીઆબે જાતુક શીદા કામકી પવન બવીહુનેસતને જંકે વલમન ગદમન શેકેફ્ત રનજીહેત ચેગુન (બઈન) દીન યમલલુનેત આઇગ બરા પતેત ફ્રાસીઆબે તુરે કબદ વરઝીન સ્પીતામાન જરતુશ્ત વલ જરયાએ ફ્રાખન કર્દ ફ્રદુમ દતીગર વ સતીગર યાનર. અવશ જક ગદમન બરા યાફ્તન બવીહુનેસ્ત મવન શાન અઇરાન મતાઆન મયાન મતન અજાતાનજ મવનજ આહલુબ જરતુશ્ત લા વલ જક ગદમન બરા યાફ્તે.**

[ ઉપલી પેહલવી એબારતનો તરજુમો. ]

"એક અચરતી ભરેલી વાત છે કે જરથોસ્ત, તેને મલેલી ખોરેહ (યાને કુદરતી બક્ષેશ)ના બળથી બુરા લોકોને તોડશે, તે વિષેની ખબર તેને જન્મ્યાની આગમચ દુનિયાંમાં ફેલાયલી હતી. તેથી તેવું ખોરેહ મેલવવા સારૂં દેવની મોરાદ મુજબ ચાલનાર મકર ભરેલા અફ્રાસીઆબે ઘણી મેહેનત કીધી હતી. એ વિષે દીનમાં (યાને પાક અવસ્તા મધે) આએ રીતનું બેઆંન આવેલું છે કેઃ—

" તુર્કી અફ્રાસીઆબે ફ્રાંકર્દ* દરીયામાંથી ગુજર કરી જવા સારૂં એક, બે, અને ત્રણ મરતબે બુજોર્ગ દરજાના જરથોસ્ત સ્પેતમાંનને મલનારૂં ખોરેહ મેલવવા વિષે મોરાદ માંગી હતી, કે ઇરાંન શેહેરના [ એર્યન ] જન્મેલા બુજોર્ગ લોકો અને વગર જન્મેલામાં જે અશો જરથોસ્ત છે, તેના જેવું ખોરેહ તેને મલે; પણ ખોરેહ તેને નહીં મલ્યું."

* ઉપલા અવસ્તામાં જણાવેલા "વોઉરૂકશ" દરીયાને પેહલવી પુસ્તકમાં "ફ્રાંકર્દ" નામથી લખે છે.—તરજુમો કરનાર.

એ સિવાય પેગમ્બર સાહેબ અશો જરથોશ્તને જન્મવાની અગમચેતી ઈરાંનના બુજોર્ગ પાદશાહો, જેવા કે કાઉશ તથા કેખોશરોને પણ થયલી હતી જે વિષેના ઇસારા દસાતીર અને ચંગરંઘહાચ નાંમાં મધે આવેલા છે, તે હમો અત્રે પ્રગટ કરીએ છીએ—

[ઈસારો પેહલો—દસાતીર કેતાબનો.]

૨૬. ફરૂશીમ જેહાખ કાફે તનાસ્પ હીસોર કે હર મસુદ મજહાએ ફા હવાદ. ફરૂદીન જેહાંનરા બલોહરાસ્પ સ્પાર કે ફરે ઈજદી બા ઉસ્ત.

૨૭. વ હજતનાસ્પ ફરપુરી હાયદ ફર કનુન દમ હીમાજ હરફર ઝુશુર હર શનક હર તુશ હાયદ વ અજ લોહરાસ્પ પુરી આયદ ખુબ દર હનગામે ઉ પેગમ્બર બોઝોરગ જરથોશ્ત આયદ.

૨૮. વ હર તમે હર સરસીદ વ ફરનીદ પામદ વ નામે ઉ પોર ખીદ વ અપરખીદ બાસદ.

[ઉપલી ફારસી એબારતનો તરજુમો.]

"૨૬. નીચેની જેહાંન તું (કેખોશરો) લોહોરાસપને હવાલે કર; કેમકે ખોદાએતાલાનું નુર તેના ઉપર છે.

"૨૭. અને લોહોરાસપને ત્યાં એક લાયકી ભરેલો બેટો (ગોશતાસ્પ) પેદા થશે, તેના વખતમાં બુજોર્ગ પેગમ્બર જરથોસ્ત (દીન લઈ આવશે.)

"૨૮. અને તે (પેગમ્બર જરથોસ્ત) પોતાની કેતાબ ભેદમાં તથા ખોલ્લી રીતે લખેલી લાવશે."

[ઈસારો બીજો—ચંગરંઘહાચ નાંમાનો.]

ચનાન ચુન સોરખ ઉરા બે પૈમુદ
હમે કાઉશ વ કૈખુશરો બે મોલુદ

[ઉપલી ફારસી એબારતનો તરજુમો.]

"તેને, (યાને પેગમ્બર જરથોસ્તને) પેદા થવા વિષેનો એક એહવાલ (કએઆંની પાદશાહ) કાઉસ તથા કેખોશરોએ આલમના લોકોને જાહેર કરેલો હતો."

# અશો જરથોશ્તની ખોદાઈ શકિતઓ.

## મોજેજો પેહેલો—પેગમ્બર જરથોશ્તને જન્મતી વખતે હસવાનો.

જયારે પેલી નેકનામ ઓરતનાં હુમેલને નવ માસ પુરા થયા ત્યારે તેણીએ પોતાનાં સઘલાં કામની તૈયારી કરી રાખી, અને તેને ફરજંદ આવવાનો વખત નજદીક પોંહચ્યો ત્યારે તેની નજદીક તેના ખેસાવંદો હાજર થયાં; તેઓ મધેથી અજમાએસ વાળી ઓરતોને ચુંટી કહાડીને તેની મોહાફેજત તથા મદદ કરવા સારૂ તેની હજુરમાં રાખી હતી; અને પડોશની બીજી ઓરતો, જે તેની આગલ બેહેલી હતી, તે નીચ અને મક્કર ભરેલીઓ હતી. જયારે બાંમદાદનો વખત થયો ત્યારે મોબારક કદમનો જરથોશ્ત માયને પેટે પેદા થયો* અને જન્મતાંને વાર હસ્યો. તેના હસવાથી તે મકાંન રોશની ભરેલું થયું. તેની કીર્તી તથા ખુબી અને હસવાનાં કાંમથી તેના બાપને ઘણી અચરતી ઉપજી; કેમકે આએ બેટા સીવાય સર્વ કોઈ માયને પેટે રડતાં પેદા થાય છે. તેથી તેણે (યાને પૌરૂશસ્પે) જાણ્યું કે એ યજદાંની તરફનું ખોરેહ છે, અને (એવાજ વિચારથી) તેણે તેનું નામ જરથોશ્ત કરીને રાખ્યું, અને પેલા ખોઆબની તાબીર કહેનાર શખ્સનું સઘલુ બોલવું ખરૂં ઠર્યું. જરથોશ્તના હસવાથી તથા તેના રોશની ભરેલા ચેહરાથી, તેની માયની આગલ હાજર રેહનાર પેલી બુરી સોચના વાળી ઓરતોને અદેખાઈ, ગમ, અને ફીકર પેદા થઈ, અને તેથી તેણીઓ કહેવી લાગી કે આવી ખુબી ભરેલો

* આપણા પેગમ્બર જરથોશ્ત ઈરાનના પાદશાહ લોહરાસ્પની પાદશાહીના ૧૧૦ માં વર્ષની આખરીએ રોજ ૬ ઠો અને માહ ૧ લો ફર્વરદીન (એટલે ખોરદાદસાલ) ને દીવસે જન્મ્યા હતા, એવું આપણી દીનની પેહેલવી તથા ફારસી ભાષાની કેતાબોમાં લખેલું છે.—તરજુમો કરનાર.

બેટો દુનિયાંમાં પેદા થયલો કોઇએ દીઠો નથી, તથા કોઇના સાંભળ્યામાં પણ આવ્યો નથી; માટે તેનાથી આ દુનિયાંમાં શું નીપજશે તે વિષે તેણીઓને મોટી ધાસ્તી છે. જ્યારે જરથોશ્તને હસવાની તથા તેની ખુબીની બીનાં આખાં શેહેરમાં પ્રસિદ્ધ થઇ ત્યારે જે લોકો નાપાક અને બુરો મજહબ પાલનારા હતા તેઓના જાંન ઉપર આએ હસવું એક જખમ તરીકે થઈ પડયું. તે વેળાએ ઘણાક જાદુગર (યાને ઠગારા તથા બુતપરસ્ત) લોકો (તે શેહેરમાં) વસતા હતા, જેઓનું જાદુઈ (યાને ઠગાઇ તથા ફરેબ) સિવાય બીજું કસું કાંમ નહી હતું. તેઓના જીગર ઉપર અશો જરથોશ્તને જન્મ્યાની ખબર ગોયા એક બલતી મસાલ થઇ પડી હતી, અને તેથી તેઓનું દીલ ચેરાગની માફક બલતું હતું. તે લોકો બોલવા લાગ્યાં કે તેઓની ઉપર આ (જરથોશ્તનું જન્મવું) એક આફત તથા પીડા તરીકે થઈ પડયું છે; માટે તે (જરથોશ્તને) આ દુનિયાંમાંથી નાબુદ કરવો જોઈએ. *

---

## મોજેજો બીજો—પેગમ્બર જરથોશ્તની બચગીનો— દોરાંસરૂન પાદશાહનાં જખમથી બચવા વિષેનો.

તે વેળાએ (ત્યાં) દોરાંસરૂન નાંમનો એક પાદશાહ હતો, તે ગુમરાહ અને જાદુગર (યાને બુતપરસ્ત તથા મક્કરબાજ) લોકોનો સરદાર હતો. તેને જરથોશ્ત વિષે આગમચથી ખબર હતી કે દુનિયાંમાં તે (યાને જરથોશ્ત) પેદા થશે ત્યારે આલમ મધેથી જાદુઈનો નાશ થશે, અને સઘલા જાદુગર તથા બદકાર લોકોને હલાક તથા રૂસવા કરશે, અને એક પવિત્ર દીનને જાહેર કરશે અને પાક લોકો તે દીન તેનાથી કબુલ કરશે, અને તેનો મરતબો ખોરશેદની બરોબરનો થઇ પડશે તે પાદશાહે જ્યારે જરથોશ્તને જન્મયાની

---

* પેગમ્બર અશો જરથોશ્ત જન્મતી વેળાએ હસ્યો તે વિષેનો હેવાલ દીનકર્દ અને તે વગેરે બીજી પેહેલવી કેતાબોમાં આવેલો છે.—તરજુમો કરનાર.

ખબર શાંભલી ત્યારે તખ્ત ઉપર તેનો ચેહેરો જરદ થઇ ગયો, અને તુરત તે ઘોડા ઉપર સવાર થઇને પૌરૂશસ્પનાં મકાનની તરફ આવ્યો, અને પેલાં દુધમળ બચ્ચાંનાં બીછાનાં આગલ ગયો. ત્યાં જેમ તે પાદશાહ જાણતો હતો તેમ તેણે તેનો ચેહેરો બાહારની મીસાલે ખીલેલો તથા તે ઉપર ખોદાઇ નુર ચલકતું હતું તે જોયું, તેથી પાદશાહનાં મોહડાંનો રંગ ઘાસના જેવો જરદ થયો, અને તેણે ફરમાવ્યું તેથી જરથોશ્તને પારણાં માંહેથી બાહેર કહાડયો, અને પોતાની ધાસ્તી મટાડવાને સારૂં તેજ વેળા પેલા નાપાક પાદશાહે જરથોશ્તને મારવાના વિચારથી એક તેજી ભરેલું ધારવાળું ખંજર હાથમાં પકડયું, તેજ વેળા (તેના) જાનની નગેહબાંની કરનાર પાક ખોદાતાલાના હુકમથી તેનો (દોરાસરૂનનો) હાથ અકડી ગયો અને તેનું શરીર એટલું તો દરદ કરવા લાગુ કે, તે મરવાતોલ થઈ પડયો. તેથી તે દરદમંદ થયલો પાદશાહ નીરાશ થઈને જરથોશ્તના બીછાંનાં આગલથી દુર થયો, અને આએ બનાવથી સઘલાં જાદુગર (યાને મક્કરબાજ) લોકો ઘણા હેરાંન તથા નબલા થઇ પડયા. અને (પોતાના) પાદશાહને આજારી પડવાના સબબથી તેઓ તે પાદશાહના ફરમાવ્યા મુજબ દુઃખી દીલ સાથે ત્યાંથી પાછા ફર્યા.*

[ શાએર લખે છે કે:—જેનો નીગેહબાંન અને મદદગાર પાક યજદાં હોય તેને કોઈબી રીતની બુરાઈ પોંહચી શકે નહીં. ]

---

## મોજેજો ત્રીજો—પેગમ્બર જરતોશ્તને ચેહ મધેથી બચવાનો.

એ પછી જાદુગરો (યાને બદ મનશનીના ગુમરાહ લોકો) માં મોટી ફીકર પેદા થઈ, અને તેથી તેઓ પૌરૂશસ્પની પાસેથી જરથોશ્તને જંગલની તરફ લઈ ગયા, અને ત્યાં બાલવાનાં લાકડાંનો

---

* આએ મોજેજાનો મલનો હેવાલ દીનકર્દ અને તે વગેરે બીજી પેહેલવી કેતાબો મધે આવેલો છે.—તરજુમો કરનાર.

એક ઢગલો કરીને તેની અંદર નફતેલ તથા ગંધક નાંખીને તે કાઠીના ઢગલાને આતશથી સલગાવ્યો, અને તેની અંદર જરથોશ્તને નાંખ્યો. પણ ખોદાએતાલાનાં ફ-તેહમંદ ફરમાંન મુજબ તે આતશની ચેહથી તેને કસો આસેબ નહીં પોંહચ્યો, અને તે બલતો આતશ (તેની આગલ) પાંણીની મીસાલે થઈ પડયો, અને તે મધે જરથોશ્તને ઉંઘ આવી. પેલા દોઝખી લોકોએ અશો જરથોશ્તને આતશમાં નાંખીને તે વિષેની ખુશ ખબર દોરાંસરૂનને પોંહચાડી, અને તેને કહ્યું કે આપણને બુરૂં ચાહનારનું બખ્ત બરગશ્તે થાય કેમકે હમોએ એક મોટો આતશ સલગાવીને તે મધે જરથોશ્તને બાલી નાંખ્યો. જ્યારે જરથોશ્તની મેહરબાંન માએને આએ ખબર પડી ત્યારે તે એક દેવાનાં માંણસની પેઠે પેલા જાદુગરોએ જંગલમાં સલગાવેલા આતશ આગલ દોડતી ગઈ, જ્યાં તેણીએ પોતાનાં ફરજંદનો ચેહરો જોયો કે જે ઉપર શુકર તથા બ્રેસ્પતી (સેતારા)ની મીસાલે પેગમ્બરી નુર ચલકતું હતું, તે (જોવા) થી તેનું દીલ ઘણું મઘન થયું, અને તેજ વેળાએ જરથોશ્તને પોતાની ગોદમાં લેઈને તેનાં મોહડાં ઉપર ઘણાએક બોસા દીધા, અને તેને બેમાલુમ રીતે પોતાને ઘર લઇ ગઇ.*

શાએર કહે છે કે:—તેને મોબદાંન મોબેદ આએ તરેહથી કેહના લાગો કે દુનિયાં બુરા લોકોથી ખાલી નથી; પણ ફતેહમંદ ખોદાએતાલા પવિત્ર તથા નેક લોકોને ફ-તેહ બક્ષે છે. અને તે ખરો ન્યાયાધીશ સચાઇનો નીગેહબાંન છે, માટે તુંને સાચવટથી રેહવું બેહતર છે.]

---

## મોજેજો ચોથો—પેગમ્બર જરથોશ્તને ગાયનાં ગોવાળાં મધેથી બચવાનો.

પેગમ્બર જરથોશ્તની ઉપર આતશે કસી અસર નહીં કીધી

---

* આ ઉપર લખી જણાવેલા મોજેજાનું વર્ણન દીનકર્દ અને તે વગેરે બીજી પેહેલવી કેતાબોમાં આવેલું છે.—તરજુમો કરનાર.

તથા તેની માય ત્યાંથી તેને વગર ધાસ્તીએ આસાંનીથી લઇ ગઇ તે વિષેની છુપી વાત ( આલમમાં ) જાહેર થઈ. તેથી પેલા બદ કરતુકના મરદો તથા ઓરતોએ તેઓનાં બુરાં ખાંનદાનનો ખવાસ બીજી મરતબે બતલાવ્યો, અને જરથોશ્તને મારી નાખવા સારૂ એક જુદો ઇલાજ શોધી કહાડયો, અને તે દુધમળ બચાંને પેલા ગુમરાહ લોકોના સરદાર દોરાંસરૂન પાદશાહના હોકમથી તેઓ લઇ ગયા, અને તેને ગાયોના ટોળાંને આવજાવ કરવાની એક સાંકડી ગલીમાં બેજતનથી નાંખ્યું કે તે રસ્તેથી ગાયો તેની ઉપરથી ચાલી જઇને તેને કચડી નાંખે. જ્યારે ગાયોનું ટોળું રસ્તા ઉપર આવ્યું ત્યારે તેમાંની એક ગાય, જે સર્વેથી કદાવર તથા કૌવતમંદ હતી, તે બીજી ગાયોની આગમચ પેલાં ખુબસુરત બચ્ચાંની આગલ તેની માયાળુ માયની મોઆફેક દોડતી આવી, અને ખોદાએતાલાના નામની બરકતથી તે ગાયે પોતાનાં ચારે પગની વચમાં તે બચ્ચાંને સારી જતનથી રાખ્યું, અને કોઈબી ગાયને તેની આગલ આવવા અને તેનાથી તેને કસી ઇજા પોંહોચવા નહી દીધી. જો કોઇ ગાય તે તરફ આવવા જતી તો તેની તરફ કાન ઉંચા કરતી, જેથી તે સીધે રસ્તે ચાલી જતી. એ તરેહથી સઘલી ગાયો તે રસ્તા ઉપર ચાલી ગઈ, ત્યાં સુધી પેલી ગાય પોતાની જગો ઉપરથી જરા ખસી નહીં, અને સેવટે તે ગોવાળાંની પુઠે પોતે ગઇ. જરથોશ્તની મેહરબાંન માયને તેનાં પ્યારાં ફરજંદની ખોલ કહાડતાં પેલી ગાયોની આંમદરફતના રસ્તા ઉપર તેને નાંખવા વિષેની ખબર પડી, તેવીજ તે જલદીથી ત્યાં આવી, અને તે બુજોર્ગવારને ત્યાંથી ઉંચકીને પોતાની ગોદમાં લીધો. એ પછી ઘણીએક શુકર ગુજારી કરીને તેને જલદીથી પોતાનાં મકાનની તરફ લઇ ગઇ, અને પોતાનાં દરદમંદ દીલથી પેલા ગુનેહગાર વગર દીનના ટોળા ઉપર બદ દોઆ કીધી.*

* આપણાં સાદેક પેગમ્બરનો ઉપલો મોજેજો દીનકર્દ તથા તે વગેરે બીજી પેહેલવી કેતાબોમાં નોંધાયલો છે.—તરજુમો કરનાર.

[ શાએર નસીહત કરે છે કે:—આવી રીતનું કામ કરવાને તે બુજોર્ગ ખોદાએતાલા શકિતવાંન છે; માટે તે સાહેબને તું તારા રાહનુમા તરીકે ગણ, અને બંને જેહાનની ઉમેદ તું તે સાહેબથી રાખ. તેના વગર બીજો કોઇ તારી ફરીઆદે પોંહચનાર નથી ]

## મોજેજો પાંચમો—પેગમ્બર જરથોશ્તને ઘોડાઓના ટોળાંમાંથી બચવાનો.

જ્યારે જરથોશ્તને ગાયના કદમથી બચવાની તથા તેના અંદામને કોઇબી રીતની ઈજા નહી પોંહોંચવા વિષેની ખબર પેલા નીચ તોખમના પાદશાહ દોરાંસરૂનને થઈ, ત્યારે આએ ખબર તેના જાન ઉપર એક જખમ તરીકે થઈ પડી. તેથી તેણે ખબર કહાડીને જરથોશ્તને ઘોડાઓને આવજા કરવાના એક તંગ રસ્તા ઉપર નખાવ્યો, કે તે જગોએથી જે વેળાએ ઘોડાઓનું ટોળુ જાય તે વેળા તેઓનાં કદમ હેઠલ તે કચડાઇને મરણ પાંમે. પણ તે જગોએ જ્યારે ઘોડાઓનું ટોળું આવ્યું ત્યારે પાક દાદારનાં હોકમથી એક ઘોડી સર્વથી પેહેલાં જરથોશ્તની આગલ આવીને હોમાએ * જાનવરની મીસાલે તે બુજોર્ગી ભરેલાં દુધમળ બચ્ચાં ઉપર પોતાનો સાહો નાંખી ઉભી રહી, જેથી જરથોશ્તને પેલા ઘોડાઓથી કસો આસેબ નહી પોંહોંચ્યો. આએ કઢંગી જગ્યા કે જ્યાં હીમતવાંન મરદોનું દીલ ધાસતી ભરેલું થાય, ત્યાં જરથોશ્તને નાંખવા વિષેની ખબર તેની માય દોગદોને પડી, તેજ વેળા તે ( ઓરત ) દુઃખ ભરેલાં દીલથી પોતાનાં પ્યારાં ફરજંદની આગલ આવી, અને ઘોડાઓથી જરથોશ્તનાં બદનને કોઈબી રીતે એલજામ નહીં પોંહોચેલો જોવાથી પાક ખોદાએતાલાની જનાબમાં ઘણીએક શુકરગુજારી કરીને

---

* "હોમાએ" એક પરંદા જાનવરનું નામ છે, અને ફગાણુ પ્રાંતની તવારીખ લખનારાઓ એ જાનવરના સાહાને મોબારક ફાલ તરીકે લખી ગયા છે.—તરજુમો કરનાર.

તેને પોતાના મકાન ઉપર લઈ ગઈ; પણ રાત દહાડો તંણીને તેના જીવની ફીકર રેહતી હતી.*

(શાએર કહે છે કેઃ—જેની યારી યજદાં કરે તેને બદકાર મરદો તથા ઓરતો શું કરી શકવાનાં હતાં? જો તારી સામે એક લાખ દેવ લોકો કીનાથી આવે, અને ત્યાં તુ પાક દાદારનાં નામની યાદ કરશે તો તેમાં એવી તો ખુબી છે કે ફક્ત તે સાહેબનાં મેબારક નાંમથી તે સઘલાઓ તારી આગલથી બરતરફ થશે, અને તે પાક ખોદાએતાલાનાં નાંમની ધારતી બુરા લોકોને દુઃખી કરશે.)

---

## મોજેજો છઠો--પેગમ્બર જરથોશ્તને વરૂઓથી બચવા વિષેનો.

જયારે પેલા પલીદ બુનીબાદના દોરાંસરૂને ગાયો તથા ઘોડાઓથી જરથોશ્તને કોઈ બી રીતની ઈજા પોંહોંચેલી દીઠી નહી, ત્યારે તેણે જાણ્યું કે જરથોશ્તનો મદદગાર પાક યજદાં છે, તેથી એ ઈલાજો તેને લાગુ પડતા નથી. એ પછી તેણે વિચાર કરીને ફરમાવ્યું કે, ખબર કહાડીને વરૂઓનાં જે મકાનમાં તેઓનાં બચ્ચાંઓનું રહેઠાણ હોય ત્યાં તે બચ્ચાંઓને મારી નાંખીને તેઓના જગોએ જરથોશ્તને મેલી આવે કે જ્યારે ફાડી ખાનારાં વરૂઓ પહાડની તરફથી આવશે, અને તેઓ પોતાનાં બચ્ચાઓને મારેલાં જોશે, ત્યારે તેઓ ધુસ્સાથી જરથોશ્તના બદનને ચીરી નાખશે, અને તેને ખાઇ જશે. દોરાંસરૂને ફરમાવેલા હોકમ મુજબ વરૂનાં બચ્ચાંઓને મારીને ત્યાં જરથોશ્તને મેલવામાં આવ્યો.

[શાએર કહે છે કેઃ—હવે તું (નીચે લખી જણાવેલી બાબત ઉપરથી) દરેકને પેદા કરનાર સાહેબની કુદરત ઉપર ધ્યાન પોંહચાડ અને તે સાહેબથી હમેશ દરો રાખ.]

---

* પેગમ્બર જરથોશ્તના ઉપલા મોજેજાનું બેયાન દીનકર્દ કતાબનાં સાતમાં દફતર મધ્યે આવેલું છે. એ પુરાંણી કેતાબનો બનાવનાર આએ મોજેજાની હકીકત લખતી વખતે જણાવે છે કે એ બીના તેણે અવસ્તાના કલમો ઉપરથી દીનકર્દ કેતાબમાં દાખલ કીધી છે.—તરજુમો કરનાર.

જયારે પેલાં વરૂઓ પહાડ આગલથી પોતાની જગો ઉપર આવી પોહોંચ્યાં, અને તેઓએ પોતાનાં સઘલાં બચ્ચાંઓને ખોહારી સાથે મુવેલાં દીઠાં, તથા એક (આદમીનાં) બચાંને ત્યાં રડતું પડેલું જોયું ત્યારે તે વરૂઓએ કીનાં ભરેલાં દીલથી તે બચ્ચાંની તરફ તેને મારીને ખાઈ જવા સારૂ ધસારો કીધો; પણ ખોદાએતાલાના હોકમથી પેલાં વરૂઓના હાથ પગ તેજ વેળા અકડી ગયા તથા તેઓનું મોહડું બંધ થઈ ગયું, અને તેઓએ દોડવા સારૂ જે કાંઈ કોશેશ કીધી તે વ્યર્થ ગઈ, અને મોબારક જરથોસ્તને કસી ઇજા પોંહોચી નહી. જેમ એક પાદશાહને ધાસ્તી ભરેલો જોવાથી તેનું લશકર વધારે ધાસ્તી ખાય તેમ પેલાં વરૂઓને સુસ્ત થયલાં જોઇને બીજાં ફાડી ખાનારાં જાનવરોબી અટકી ગયાં, અને ખોદાએતાલાનાં હોકમથી તે કીના ભરેલાં જાનવરો જરથોસ્તની આગલ તેની દાઈ તરીકે બેસી રહ્યાં. *

[શાએર કહે છે કે:—બુજોર્ગ ખોદાએતાલા આવી રીતનું કાંમ કરી શકે છે કે કીના ભરેલાં વરૂઓનાં દીલને માયાવંતાં કરે છે; માટે તુંને સજાવર છે કે તે સાહેબનું નામ તું પોતાની જબાંન ઉપર હંમેશ રાખનો રેહ]

પેલાં વરૂઓને જરથોસ્તની આગલ આવ્યાને એક કલાક થયા પછી પહાડ ઉપરથી એકાએક બે બકરાં † બુજોર્ગી ભરેલાં જરથોસ્તની નજદીક આવ્યાં, અને તે બકરાંઓએ પોતાનાં દુધ ભરેલાં થાન અશો જરથોસ્તનાં મોહડાંમાં મુકયાં.

---

* આ મોજેજાનું બેયાંન દીનકર્દ કેતાબમ આવેલુ છે. એ દસ્તાન દીનકર્દના બનાવનારે પોતાનાં પુસ્તક મધ્યે અવસ્તાના આધાર ઉપરથી લખીચ, એવું તેણે બીનાની શરૂઆતમાં જણાવેલું છે.—તરજુમો કરનાર.

† આ બકરાંઓ વિષે દીનકર્દ કેતાબમાં લખે છે કે તે સરોપ બજદ તથા બહમન અમશાસ્પંદ હતા, અને તેઓ પોતે ગોસ્પંદોનાં રૂપથી ત્યાં આવ્યા હતા.—તરજુમો કરનાર.

[શાએર કહે છે કેઃ—વરૂ અને બકરાં એ બંધેને એક જગ્યાએ કોઇએ જોયાં નથી; પણ પાક યજદાંની મેહરબાનીથી એવો અચરતી ભરેલો બનાવ બન્યો હતો.]

તે બકરાંઓને વરૂઓથી કશી ઇજા પોંહોંચી નહીં, અને સાંજથી તે બીજા દહાડાની બાંમદાદ થાય ત્યાં લગી પેલાં બકરાંઓએ, વખતે વખત, જરથોસ્તને (પોતાનાં થાનની મારફતે) દુધ પાયા કીધું. બીજે દહાડે, જ્યારે ખોરશેદ તલુ થયો ત્યારે, જરથોસ્તની માય પોતાનાં ફરજંદની ખોલ કરતી જંગલમાં પેલા પહાડ આગલ આવી પોંહોંતી. * ત્યાં પોતાનાં બચ્ચાંની આગલ પેલાં વરૂ તથા બકરાંઓનો મેલાવડો જોયાથી તેણીને અચરતી ઉપજી, અને તેનાં પ્યારાં ફરજંદને વરૂથી ઇજા પોંહોંચવા વિષે તેનાં દીલમાં જે વસવસો ઉત્પન્ન થયો હતો તે મટી ગયો. આએ વેળાએ દોગદોએ પોતાનું શર ખાક ઉપર નાંખીને પાક યજદાંની દરગાહમાં શુકરગુજારી કીધી કે—"અય પાક દાદાર! તુંએ આવી બુજોર્ગી ભરેલો બેટો મને આપ્યો, અને તેનો બચાવ બુરા લોકોથી તેં કીધો તથા તેને ફાડી ખાનારાં જાનવરોથી તેં બચાવ્યો. આ તથા પેલી જેહાનમાં તું પોતે એકજ છે, તારી મીસાલનો બીજો કોઇ નથી, માટે દુનિયાંમાં સર્વ કોઇને તારી પરસ્તેશ કરવી સજાવાર છે." એ પછી દોગદો પોતાનાં ફરજંદને ત્યાંથી ઉઠાવીને પોતાનાં મકાંન ઉપર લઇ ગઇ. જરથોસ્તને વરૂઓથી કસી ઇજા નહીં પોંહોંચી અને તે ઘાતકી જાનવરોની આગલથી તેને ઇજત તથા આસાની સાથે પાછો લાવવા વિષેની ખબર સઘલા જાદુગર લોકોને થઇ, ત્યારે તેઓએ વળી એક સભા ભરીને ત્યાં તરેહવાર હીલ્લા તથા મક્કર ભરેલી વાતો કરવા

* આએ બાબત દીનકર્દ કેતાબમાં આવેલી છે, ત્યાં જરથોસ્તની માય દોગદોને વરૂઓનાં મકાંનની ખબર તથા તેણીને વગર ધાસતીએ ત્યાં જવા વિષેની બેશારત ગેબી યજદોથી મલી હતી એવું તે દફતર મધે અવસ્તાનાં આધાર ઉપરથી જણાવેલું છે.—તરજુમો કરનાર.

લાગ્યા. અને તેઓ બોલવા લાગ્યા કે આપણી ઉપર આ તસ્દી વધી પડી છે તેનો નીવેડો કોઈબી તરેહથી આવે એવું દીસતું નથી; માટે આપણે ફાવી શકશું કે નહીં ? આ સવાલનો જવાબ તે મજલેસમાંથી બોરાંતરૂશ નાંમનો એક શખ્સ, જે જાદુગરો વચ્ચે મોટો દરજ્જો ધરાવતો હતો, તેણે આવી રીતે વાલ્યો કે "તમો જે આ ઘોઘાટ કરો છો તે સઘલો ફોકટ છે; કેમકે જરથોશ્ત વિષે મારી શકિત પ્રમાણે મેં જેટલી વાકેફગારી મેલવી છે તે ઉપરથી હું જાણું છું કે તેનો નેગેહબાંન તથા તેને દરેક આફતમાંથી બચાવનારો યજદાં છે. અને બહુમન અમશાસ્પંદ તેને ખોદાએતાલાની નજદીક લઈ જનાર છે, અને તે આલમનો સરદાર તેને તમામ દુનિયાઈ તથા મીનોઇ આલમના ભેદથી ખબર આપીને પોતાની હજુરથી ખલક ઉપર પેગમ્બર કરીને મોકલનાર છે, તેની એક આદેલ પાદશાહ યારી તથા મદદ કરશે, અને તેની દીનને દુનિયાંમાં લોકો ઘણી કબુલ રાખશે, અને તેથી સઘલા જાદુગરોને ઘણી હાંણી પોંહોંચશે, તથા દેવ લોકોને તેઓની મોરાદમાં નીષ્ફળ કરશે; માટે એવો શખ્શ કે જેની ઉપર કુદરતી નુર ઉતરેલું છે, તે આપણી કોઇબી તદબીરથી મરણ પાંમનાર નથી, તથા આપણી મોરાદ કોઈબી રીતે હાંશેલ થનાર નથી." આ વાતની ખબર પડવાથી જરથોશ્તના બાપ પૌરૂશસ્પે બોરાંતરૂશને જરથોશ્ત વિષે પુછયું કે—તેના સેતારાની ચાલ કેવી છે ? તેનાં સર ઉપર નેક તથા બદ વાતો શી રીતે ગુજરશે ? અને જન્મતી વેળાએ હસ્યો તેથી શું ફાયદો અથવા ગેરફાયદો થશે ? તે વિષે તું જાણતો હોય તેથી મને વાકેફ કર. તેનો ઉત્તર બોરાંતરૂશે આ તરેહથી વાલ્યો કે "તારા બેટાનાં તાલે ઉપર સઘલા નેક સેતારાઓની દ્રષ્ટિ પડેલી છે, તેથી દુનિયાંમાં તે મોટી બુજોર્ગી ભોગવશે, તથા તારો બેટો ખોદાએતાલાના હોકમથી તમાંમ ખલકનાં લોકોને નેકીની તરફ રેહેનુમાઇ કરશે. સઘલા

અવસ્તા તેના અર્થ સાથે દુનિયાંમાં જાહેર કરશે. બુરા લોકોને આ દુનિયાંની સપાટી ઉપરથી નાબુદ કરશે, અને જાદુ તથા જાદુઇને માનનારાઓનો અંત આવશે, પાદશાહ ગુસ્તાસ્પ તેની દીનને કબુલ કરશે, અને તેને તે પાદશાહ પોતાનાં ખરાં હેતથી ચાહશે." આએ વાત સાંભલીને જરથોશ્તનો બાપ પોરૂશસ્પ પોતાના બેટાનાં કાંમ વિષે ઘણો ખુશ થયો. તે વેળા (એ શેહેરમાં) બોરજીન-કરૂસ નાંમનો એક બુઢો પરહેજગાર અક્કલમંદ મરદ રહેતો હતો તે શખ્સ મોરગને બાંગ દેવાના (યાને પાછલી રાતનાં) વખત ઉપર પોરૂશસ્પનાં ઘર આગલ આવ્યો, અને તેને અરજ કીધી કે—"રોશન ચેહરાના જરથોશ્તને તું મને આપ, હું તેને ઘણાક પ્યાર તથા મોહોબત અને ઘણીક હોરમત સાથે પાલીશ. અને સઘલી આફ્તોથી મારી આંખની મીસાલે હું તેની જાલવણી કરશ." તે ઉપરથી પોરૂશસ્પે પોતાના બેટાને તે બુઢાને સ્વાધીન કીધો. (પેગમ્બર) જરથોશ્તની ઉમર સાત વર્ષની થઇ ત્યાં સુધી બુજોર્ગ હકતાલાની બક્ષેશથી તેની તબીઅત ઘણી સુખાકારી સાથે રહેલી હતી.*

## પેગમ્બર જરથોશ્તની સાત વર્ષ પછીની ઉમરનો એહવાલ.

જ્યારે જરથોશ્તની ઉમર પુરાં સાત વર્ષની થઇ ત્યારથી તેનું સઘલું ધ્યાન-ધ્યાંન પાક દાદારની તરફ લાગેલું હતું. એ મુદતમાં બોરાંતરૂશ તથા દોરાંસરોબ એ બંધે જણાં જરથોશ્તનાં મકાંન મધે તેની નજદીક આવ્યા કે જાદુઇના અખતરાઓ કરીને તેનાં દીલને ધાસ્તી ભરેલું કરે, અને એવા વિચારથી તે મકાંનમાં તેઓએ પોતાની ઠગાઇથી ઘણીએક યુકતીઓ કરીને બીહીક તથા ધાસ્તી ભરેલા દેખાવો બતલાવ્યા, જેથી તે ઘરમાંના લોકો ધાસ્તી ખાઇને ત્યાંથી નાસી ગયા; પણ જરથોશ્તનુ દીલ કોઈબી તરેહથી

*આ સઘલો એહવાલ દીનકર્દ કેતબના સાતમાં દફ્તર મધે આવેલો છે.—તરજુમો કરનાર.

ધાસ્તી ભરેલું નહી થયું, અને તે પોતાની જગ્યા ઉપરથી જરા ખીસ્યો નહી; કેમકે જાદુગરોની આ મક્કર ભરેલી ક્રિયાની વેળાએ પાક ખોદાએતાલા તેનો નેગેહબાંન છે એવું તે રોશન રવાંનનો જરથોશ્ત પોતે જાંણુતો હતો. જ્યારે પેલા મુજી જાદુગરોએ તેઓનાં કામની ખરાબ અસર જરથોશ્ત ઉપર થયલી નહી જોઇ, ત્યારે તેઓ નાઉમેદ અને દુ:ખી દીલ સાથે તે મકાન મધેથી પાછા ફર્યા.

---

## જરથોશ્તને બચપણમાં આજારી પડવાના વખતનો મોજેજો.

એ પછી થોડી મુદતે જરથોશ્ત આજારી પડયો તેથી તેના મિત્રોને ઉદાસી પેદા થઈ. તે ખબર પેલા નજીસ જાદુગરોને પડયાથી તેઓના સરદાર બોરાંતરૂશે છુપી રીતે દગલબાજીથી તરેહવાર દવાઓ એકઠી કરીને તેઓની મેલવણી* . . . કીધી, અને તે આલુદગી ભરેલી દવાથી પાક દીનના જરથોશ્તને ખરાબી પોહોંચાડવાની ધારણા રાખીને તે સચાઈના પાદશાહની આગલ આવી તેને કેહવા લાગો કે, "આ દવા તુંને ખાવી જોઈએ કે તેથી તારૂં દરદ મટી જાય, અને તુંને આરાંમ થાય." પણ ખોદાએતાલાના હોકમથી અશો જરથોશ્ત સારી તરેહથી જાણુતો હતો કે તે દવા જાંનને હલાકી પોંહોંચાડનારી તથા ખોદાની ખલકને નહી આપવા જોગ છે. તેથી તેણે પેલા નાપાક દીનના શખ્સ પાસેથી પેલી દવા લઈને ઢોરી નાંખી, અને સેવટે તેને કહ્યું કે—"એ રીમન દગાબાજ! તારી લાવેલી આ દવાની મેલવણી તેં નાપાક પાંણીથી કરેલી છે; માટે તે મને કામ લાગવા જોગ નથી. તું એ અને બીજી જે કાંઈ દગલબાજી કરશે તે સઘળું ખોદા-તાલાની બક્ષેશથી મને માલમ પડશે, અને પેલો એક ખોદાએતાલા કે જેના હોકમથી દુનિયાં પેદા થઈ છે, અને તેના હોકમથીજ સર્વ

---

*આ ઠેકાણે ચોકસ નજીસાત જેનો જાદુગરો ઉપયોગ કરે છે તેને લગતાં વાંધા ભરેલા શબ્દો હતા તે દુર કીધા છે.—ન. ફ. બી.

ચીજો હૈયાતી ભોગવે છે તથા મરણ પાંમે છે, તે સાહેબ તારાં મક્કરો વિષેની મને ચેતવણી આપનાર છે."

---

## પેગમ્બર જરથોશ્તને જાદુગર લોકો સાથે થયલી તકરાર.

તે વેળા રય શહેરમાં સઘલા જાદુગર લોકો વસ્તા હતા; તેઓનું કામ જાદુઈ સિવાય બીજું કાંઈ હતું નહી, અને નાપાક દીનના દેવો* પૃથ્વિ ઉપર આવીને જાદુગરો સાથે સંબંધ રાખતા હતા. તેથી તે બદકાર લોકો તેઓથી જાદુ યાને ઠગાઇ ભરેલી ક્રિયા શીખી જેમ હમણાં પાક યજદાંની સેતાએશ અને વખાણ કરવામાં આવે છે, તેમ તેઓ એહેરેમનની સ્તુતી કરતા હતા, અને આલમને પેદા કરનાર સાહેબને પીછાંણવાથી ગાફેલ હતા. તે વખતપર પૌરૂશસ્પબી તે મશહુર તરીકા ઉપર ચાલતો હતો. એક દહાડે જરથોશ્તના બાપ પૌરૂશસ્પે દોરાસરૂન તથા બોરાતરૂશ અને તે સાથે બીજા કેટલાએક મુખ્ય જાદુગરોને જીઆફત આપીને ખાણું ખાવા સારૂ પોતાના મકાનમાં બોલાવ્યા હતા. ત્યાં તેઓ ઉમદા ખાણુ ખાઈ રહ્યા પછી એક મીજલસ સમારીને બેઠેલા હતા, તે વેળા પૌરૂશસ્પે બોરાંતરૂશને કહ્યું કે "હમણાં જાદુઈનાં કામમાં તું ઘણો ખબરદાર અને હોશીયાર કેહવાય છે, માટે આ મીજલસના લોકોનુ દીલ ખુશ થાય તેવો તું એક ખેલ કરી બતલાવ." આ સુખનો સાંભલીને જરથોશ્તે પોતાના બાપ પારૂશસ્પને કહ્યું કે "આવી રીતનું નાલાએક બોલવું તમોને શોભા આપતું નથી; કેમકે જાદુગર (યાને ધુતારા) લોકોનું મકાન દોઝખમાં છે, તેથી તમો જો જાદુઈના ખેલને પસંદ કરશો તથા વાજબી તરીકાથી ઉલટા ચાલશો તો આખેરશ તમારૂં મકાન પણ ત્યાં થશે. માટે કુદરતના સાહેબ ખોદાએતાલાએ પોતાની ખલકને

---

* "દેવ" એ શેતાંની બદ રૂહને તથા આડે માર્ગે ચાલનાર ગુમરાહ અને બદકાર આદમીને કહે છે.—તરજુમો કરનાર.

બતલાં વેલી રાહ ઉપર તમો ચાલો." એ ઉપરથી બોરાંતરૂશે ગુસ્સાથી અશો જરથોસ્તને કહ્યું કે "તું મુગો રહે, અને આવી રીતનું જુલી ભરેલું મા બોલ. સઘલી દુનિયાંના બુજોર્ગો મધેથી મારી સાંમને આ તરેહથી બોલવાની કોઈ મગદુર ધરાવતું નથી, ત્યારે તું અને તારો બાપ શું ખીસાદમાં છે કે તું આવી રીતે બેઅદબીથી મારો મરતબો પીછાંન્યા વગર મારી હજુરમાં નાલાએક રીતે બોલ્યો, અને મને અપમાન કીધું ? માટે (તારી આ ચાલને સારૂ) આ શહેરમાં હું તુને ફજીઅત તથા રૂસવા કરીશ અને તારી ઉપર ખોટા બોહતાનો મેલીને તુને આલમમાં બેઆબરૂ કરીશ. તારૂં નામ આએ દુનિયાં મધેથી ગુમ થજો, અને તારાં દીલને હરગેજ ખુશી માં હોતી." (આ બોલવાના અવેજમાં) અશો જરથોસ્તે તેને એવો ઉત્તર વાલ્યો કે—"તારૂં ખોટારૂં મારી ઉપર કદીબી અસર કરવાનું નથી, પણ તેને બદલે મારે સારૂં જુઠું બોલવાથી લોકોમાં તારૂં વજન હલકુ થશે, અને તારી ઇજત જશે, અને હું જે કાંઈ તારે વાસ્તે બોલીશ તે સર્વે સાચું બોલીશ તથા ખોદાઈ દલીલથી તકરાર કરીને તુંને આજેજ તથા રૂસવા કરીશ, અને ઇનસાફના ખાવંદ ખોદાએતાલાના હોકમથી તારાં સઘલાં કાંમોને હું તોડી નાંખીશ, અને તારા દાવાને હું રદ કરીશ."

આ વાત સાંભલ્યાથી ત્યાં હાજર થયલા સઘલા જાદુગરો ઘણા અચરત થયા, અને બોરાંતરૂશ શરમીંદો પડીને દુઃખી દીલ સાથે પોતાને ઘર ગયો. ત્યાં તેને ગમથી તાપ ચઢી ને તેથી આજારી પડયો, અને તેનાં બચ્ચાં છોકરાંઓને તેની ફીકર તથા ધાસ્તી પેદા થઇ.

**શરેહ.**—આ બીનાની શરૂઆતમાં **જરથોશ્ત નામાંનો** બનાવનાર અશો જરથોસ્તના બાપ પૈરૂશસ્પ વિષે લખે છે કે તે દેવ પરસ્તીના મજહબ ઉપર ચાલતો હતો. પણ એ બીના તેણે શા આધાર ઉપરથી

લખી છે તે વિષે ખાત્રી ભરેલા દાખલાઓ આપણા જોવામાં આવતા નથી. ગ્રંથકારે પેહલવી પુસ્તક ઉપરથી પોતાનું પુસ્તક રચ્યું છે તે અસલ પેહલવી કેતાબ જે હાલમાં આપણી પાસે મોજુદ રહેલી **દીનકર્દ** કેતાબનું સાતમું દફતર હોય તો તેમાં પોરૂશસ્પ વિષે એવું કશું લખેલું નથી. આએ વાત ખરી છે કે રય શહેરના હાકેમ દોરાંસરૂન અને તેની સાથવાળા બીજા ઓધેદારો સાથે જરથોસ્તના બાપ પોરૂશસ્પને વગ તથા દોસ્તી હતી. કેમકે તે વિષેનું બ્યાન **દીનકર્દ** કેતાબ અને તેમજ **જરથોશ્ત નામાં** મધે આવેલું છે. પણ તે ઉપરથી આપણા પેગમ્બરનો બાપ તે પાદશાહનો મજહબ પાલતો હતો એવું સાબેત થતું નથી.

આપણા અશો પેગમ્બરનો બાપ પોરૂશસ્પ યજદાં પરસ્ત હતો, અને તેણે બીજા યજદાં પરસ્ત લોકોની માફક પાક ખોદાએતાલાની બંદગી કીધી હતી, તે વિષેની મોતેબર ગોવાહી યજશ્નેના "હાવનીમ" નાંમના હાના પાક અવસ્તાથી આપણને મલી આવે છે, તે અવસ્તા તેના ગુજરાતી તરજુમા સાથે વાંચનારની જાંણને સારૂં હમો અત્રે પ્રગટ કરીએ છીએ:—

[યજશ્નેના ૯ મા હાના અવસ્તા.]

**કસેથ્વામ તુઇર્યો હુઓમ મશ્યો અસ્તવઇથ્યાઇ હુનુત ગએથયાઇ કા અહ્માઇ અષીશ એરેનાવીચીત્ અહ્માઇ જસત આયપ્તેમ આઅત મે અએમ્ પઇતિ અઓખ્ત હુઓમો અષવ દુરઓશો પોરૂશસ્પો માંમ તુઇર્વો મશ્યો અસ્તવઇથ્યાઇ હુનુત ગએથયાઇ હા અહ્માઇ અષીશ એરેનાવી તત્ અહ્માઇ જસત્ આયપ્તેમ યેઅત્ હે તૂમ ઉરુજયઙ્હ તૂમ એરેજવો જરથુશ્ત્ર ન્માને પોરૂશસ્પહે વીદ્અેવો અહુર ત્કએષો.**

[ઉપલા અવસ્તાનો તરજુમો.]

"[ હું જરથોસ્તે હોમને પુછ્યું કે ] અએ હોમ (યજદ)! તનોમંદ દુનિયામાં ચોથાં કીહાં આદમીએ તારો હોમ કરીને * બંદગી કીધી અને તેથી તેને શું અને કેવો ફાયદો મલ્યો? ત્યારે તે અશો હોમ મોતના દુર

---

* હોમ કરવો, તે આપણા જરથોશ્તી મોબેદો યજશ્ને વ'દીદાદ કરતી વખતે ક્રિયા કરીને "હોમ" નાંમના ઝાડની સલીઓનો હાવનીમ નાંમના એક વાશણમાં સાથે કુટીને તેનો રસ પીએ છે તેને કહે છે.—તરજુમો કરનાર.

જુઓ જરથોશ્તી શબ્દમાલ, પૃ. ૨૧૪-૨૨૩—ન. ફ. ભી.

કરનારે મને એ રવેશે જવાબ દીધો કે તનોમંદ દુનયાનાં આદમીઓ મધેથી ચોથા પૈરૂશસ્પે મારો હોમ કરીને બંદગી કીધી તેથી તેને તે ફાયદો મલ્યો કે તે પૈરૂશસ્પને ત્યાં દેવોને દફે કરનાર, અહુરમજદી દીન ધરાવનાર, તું જે ખાલેસ જરથોસ્ત છે તે તું જન્મ્યો."

## જરથોશ્તનાં જુવાંનીની હાલતમાં કરેલાં કામો.

અશો જરથોશ્તની ઉમર પંદર વર્ષની થયા પછી તેણે આ દુનિયાંની કોઈ ચીજ ઉપર પોતાનું ધ્યાન નહીં આપ્યું, અને રાત દહાડો તે પોતાનુ શર જમીન ઉપરનાખીને ખોદાએતાલાની બંદગી કરવામાં મશગુલ રહયો, તથા એક ઘડી તેની યાદ તથા ધાસ્તી વગર આશાએશ નહીં લેતો હતો. તેની આગળ મોબારક સરોષ બેહશ્તનાં મકાંનની તરફથી હમેશ આવતો, અને ખોદાઈ એલમ તથા ભેદોથી તેને વાકેફ કરતો હતો. તે કંગાલ લોકો ઉપર પ્યાર રાખતો હતો, અને તેઓને છુપી રીતે ખાવાનો ખોરાક તથા પેહેરવાનાં કપડાં અને ખરચને સારૂં પૈસા પોંહોંચાડી તે લોકોની સઘલી હાજત પુરી પાડતો હતો. તેનાં આએ નેક કાંમોની કીર્તિ આલમમાં મશહુર થઈ હતી. તેને દુનિયાંની કોઇ ચીજનો લોભ હતો નહીં. તેનો ધંધો પાક દાદારની બંદગી તથા એબાદતનો હતો.

[ શાએર કહે છે કે—જે શખ્સની ચાલ ચલણ તથા રવૈયો આવી રીતનો હોય તેને તું ભલી દીનનો કરી જાણજે, અને જેનું દીલ ખોદાની ધાસ્તી રાખતું હોય, તેનો દોજખથી છુટકારો છે એવું તું માંનજે. ]

**શરેહ.**—આએ જગ્યાએ વાંચનારને જાણવું જોઇએ છે કે **જરથોશ્ત નામાના** બનાવનારે આપણા અશો પેગમ્બરની જુવાંનીનાં કામોનું જે વર્ણન ઉપલી બીનામાં લખી જણાવ્યું છે તે **દીનકર્દ** કેતાબ મધે આવેલા એ બાબતને લગતા એહેવાલ સાથે સરખાવી જોતાં નાંકેસ તથા અધુરૂં માલુમ પડે છે. એટલા વાસ્તે **દીનકર્દ** મધે આવેલો **એહેવાલ** અત્રે દાખલ કરવાને હમો વાજબી વિચારીયે છીયે:—

[ દીનકર્દ કેતાબની અસલ પેહલવી એબારત. ]

અયોક હુના પઈતાક આઇગિ પીશાજ મેન મતન ઝેસ વલ હુમ પુરસગી પઈતાકીહેત મદમશ મીનશ ફ્રશાખનતર મેન હુમાક ગેહાન વ અવરતર મેન કોલા સ્તી ચબન લેવતમન ઝકે વીસપ વોજીહીત. ઓાજ વ હોશ ઝકે હુમાક કુખશોજ નીરૂક વર ઝકે કોલા વઝીન પતકારદન ઝકજે કબદ પાહારીઝશાન. પવન ક્યાન ગદમન વ ઝકે અએરપત ગદમન. પુર કામકી વલ અહુલાઇશ વતૂ-આન તુખશાકીતવ પતશ અવરતરીજ એ પવન તકીકી વ અરવનદી વ ઝકજે તન હુચીહરી ઓાજ બુદગી ઝેશ પવન ચીહર દેનમન ચીહાર પાશક અઇત આસરૂના વ અરતીશતારી વ વાસતર-યુશી વ હુતુખશી પાહાલુમ દુસ્તી વલ યઝદાન શપીરાન વ શેકફ્ત હુમીસતારી વલ શીદાઆન સલીરાન ઝક ચેગુનશ મવન અનશુતાઆન દ પઈતીશતાન યઝદી યઝદાન પાહાલુમી વ સેપુરી-ગી પવન હોરમઝદ દહાકી અવશ આશતી પદશ વીનારીહેદ વદ યઝદાન પવન ફ્રશઝતરી ઝેશ મેન કોલા અઇતાન યહુવુનતાન યહુવુનેનાન અએશ યામતુનશાન ઝેશ વલ અશાતફીએ હોરમઝદ વ અહુઈ રતીએ ગીહાન બુઝાગી એ વીસ્પદહેશનાન મેન અઇબિ-ગત પવન હુઝવાને કબદ સરાતક દાનાક પુર નયોાક અવબામ બઇનિ ગીહાન ઉઝવાહીક શેરૂબ યદરૂતનદ અશાન પવન હુના આઇગિ. હુનાએ કબક કીક કરપ વલ સેતુબીનીત વ તપાહીનીત વ અવી-દારીનીત શપીરાન અગીજ મીત્રો દાસત વદુસતી વરઝીત.

[ ઉપલી પહેલવી એબારતનો તરજુમો. ]

વળી એક બીના એ જાહેર છે કે તે ( અશો જરથોસ્ત ) દીનની પુરશેશ કરવા સારૂ (દાદારની હજુરમાં) પોંહોંચવાનો હતો તેની આગમચ, ખોદાતાલાની તરફથી તે ઉપર કએઆન ખોરેહ (નાંમની એ) કુદરતી બક્ષેશ ઉતરેલી હતી. તેની બરકતથી, દુનિયાંના સર્વ લોકો કરતાં તેને ( જરથોસ્તને) ઘણા સરસ વિચારો, સધલીફિઝદા ચીજો, બુજોર્ગ દરજ્જો, હુશીઆરી,

સારી રીતે તકરાર કરવાની મનશકતી, સઘલી બરતી પરહેજગારી, અને ઘણીએક મોરાદો હાંસેલ થઇ હતી. અને તે ( કુદરતી ખોરેહ ) ને લીધે નેક કાંમ કરવામાં ઘણા ઉલટથી રેહેવું, સારાં કાંમોને સરંજામ પોહોંચાડવાં, અથોરનાન, રથેશતાર, વાસ્ત્રીઓશ અને હુતોક્ષ એ ચારે ટોળાના લોકોથી હીમત, ઉદયોગ, ફતેહમંદ, અને પુખ્ત વિચારમાં સરસ થવું, ભલા યજદોની દોસ્તી રાખવી, અને બુરા દેવો તથા તેને મલતાં ઠગાઇ વાળા આદમીઓ સાથે શત્રુપણાંથી રેહેવું તેણે મેલવ્યું હતું. અને અમેશાસ્પંદોની યારીથી અહુરમજદને લગતા ઉત્તમ ગુણોને લીધે તે સાહેબની દોસ્તીને તે લાયક થયો હતો. અને તે આલમનાં લોકોને દોઝખની બુરાઇથી છુટકારો આપનાર બુજોર્ગ દરજ્જાવાળા (પેગમ્બર)ને ખોદાની હજુરમાં પોહોંચવા વિષેની ખબર યજદ અમેશાસ્પંદોએ આખે દુનિયાંના ઘણાએક વિદ્વાનોને તેઓની જુદી જુદી ભાષાઓમાં પોહોંચાડી હતી. અને તેથી તેઓએ ખોદાઇ દીનને અદેખાઇથી જોનાર બુરા લોકોને ખરાબ તથા પાએમાલ કીધા હતા, અને ભલા લોકો ઉપર મેહેરબાંનગી રાખી અને તેઓની દોસ્તી કીધી હતી."

આએ ઉપલા દીનકર્દના વિચારને "જમ્યાદ યસ્ત" અને યજશ્નેના ૧૯ મા હાના અવસ્તાથી વધારે સાબેતી મલે છે, એટલા સારૂ તે અવસ્તા તેના તરજુમા સાથે વાંચનારની જાણને માટે અત્રે પ્રગટ કરીયે છીયે :—

[ " જમ્યાદ યશ્ત "ના અવસ્તા ]

ઉગ્રેમ્ કવએમ્ ખરેનો મજદધાતેમ્ યજમઈદે, અશ-વરેદેમ ઉપરો-કઈરીમ્ થમનંઘઉહન્તેમ્ વરેચંઘઉહન્તેમ્ યવોક્ષતિવન્તેમ્ તરધાતેમ અન્યાઇશ દામાંન્.

યત્ ઉપંઘચત્ અષવનેમ્ જરથુશ્ત્રેમ, અનુમતેએ દએનયાઈ, અનુખ્તેએ દએનયાઈ, અન વરસ્તેએ દએનયાઈ; યત અસ્ વીસ્પહે અંધહેઉશ અસ્તવતો અષેમ અષવસ્તેમો, ક્ષથ્રેમ હુક્ષથ્રોતેમો, રએમ રએવસ્તેમો. ખરેનો ખરેનંઘઉસ્તેમો, વેરેથ વેરેથ્રવસ્તેમો.

**વઓનેમ્નેમ્ અહ્રત્ પરહ્એવ પતયેન, વઓનેમ્નેમ મથાઓ ફ્રાવોઇતિ, વઓનેમ્નેમ્ અપઇર કર્ષયેન્ જઇનિશ હચ અઘ્યાફ્ઓઇબ્યો.**

[ ઉપલા અવસ્તાનો તરજુમો. ]

"અહુરમજદનું પેદા કીધેલું કએઆન ખોરેહ ઘણા ઉદ્યોગવાળું, ઉત્તમ કાંમ કરનાર, પરહેજગારી સાથનું, અગમ બુદ્ધિ વાળું, મોરાદવતુ, અને બદકાર લોકોને દફે કરનાર છે, તેની હમો યાદ કરીયે છીયે. જે (ખોરેહ) સારી રીતે દીનનો વિચાર જાહેર કરવા, તથા ઘટતી રીતે દીનને પઢવા અને લાએક રીતે દીનનું કાંમ કરવા સારૂ, અશો જરથોસ્ત ઉપર ફ્રતરેલું હતું. જેની બરકતથી તે (અશો જરથોસ્ત) દુનિયાંના સઘલા લોકોમાં ઘણોજ પવિત્ર, ઘણાં નેક કાંમો કરનાર, ઘણોજ નુરમંદ અને ઘણોજ ફ્રતેહમદ થયો અને આદમીઓ (ની તરફ) થી પોહોંચનારી ખરાબી, આફ્રત અને હાંણીને ટાલવું આગમચથી જાંણવા લાગો."

[ યજશ્નેના ૧૯ મા હાના અવસ્તા. ]

**ચથ્રુ રતુશ રગ જરથુશત્રેશ કય અંઘાઓ રતવો નમાનયસ્ય વીસીયસ્ય જંતુમસ્ય જરથુઓ તુઇરીયો કત હુમતેવ અષવનેમ મનશ્ર પઉરયો કત હુખ્તેમ માંથ્રો સપેંતો કત હવર્શતેમ સતઓતાઇશચ અષ પઓઇરીઆઇશચ દામેબીશ.**

[ ઉપલા અવસ્તાનો તરજુમો ]

"જરથોસ્તનાં રગ (શહેર) માં મકાનના, મોહોલ્લાના, અને ગાંમના વડીલો ઉપર જરથોસ્ત ચોથો દરજ્જો (યાને બુજોર્ગ મરતબો) ધરાવતો હતો, તેનો નેક વિચાર પ્રથમ પેદા થયલા અશો (યાને ગયઓમરદ) ને મલતો હતો. નેક બોલવું બુજોર્ગ માંથ્રવાંણીનું (હતું.) અને નેક કામ પેહલી પેદાએશ, (યાને મીનો યજદો) ની વખાણ અને પુનનાં કામો કરવાનું (હતું.)".

## જરથોશ્તરસ્ત રય શાહેરથી ઇરાન શહેર [ ? દેશ ]* તરફ ગયો અને આબહી નદીનાં પાણી ઉપરથી વગર કીસ્તીએ ગુજર કીધી, તે વિષેનો એહેવાલ.

અશો જરથોશ્તની ઉમર ત્રીસ વર્ષની થઇ ત્યારે તેને ઇરાંન જમીનની તરફ જવા સારૂ સરોષ અશોની તરફથી બશારત થઇ, તેથી તેણે પોતાનાં કબીલાનાં કેટલાક મરદ તથા ઓરતોની સાથે ઇરાંનની તરફ કુચ કીધી. ત્યાં રસ્તામાં તેને આબહી † નાંમની એક મોટી નદી મલી, જેની ઉંડાઇનો કસો સુમાર હતો નહી, અને તેમાંથી ગુજરવા સારૂં મછવો તથા હોડી મલી આવી નહી, તેથી પેગમ્બર જરથોશ્તની સાથવાળી ઓરતોને ' બરેહને તનથી ' એગાના મરદોની સાથે તે નદીમાંથી તરીને જવા વિષે ફીકર પેદા થઇ, અને તેઓએ પાછા ફરવાનો ઇરાદો કીધો. ત્યારે જરથોશ્તે પાક દાદારની દરગાહમાં તે પાણી મધેથી ગુજર કરવા વિષે ઘણી આજેજી સાથે અરજ કીધી. તેની અરજ ખોદાએતાલાની હજુરમા કબુલ થઇ. અને અશો જરથોશ્તે પોતાની શાથવાળાં સઘળાં લોકોને તેઓએ પેહેરેલા પોશાક સાથે તે નદી મધેથી ચાલવાને ફરમાવ્યું, તેથી ગોયા તે નદીના પાંણી ઉપર પુલ બાંધેલો હોય અને તે ઉપર ચાલે તેમ પેગમ્બર જરથોસ્ત અને તેની શાથવાળા લોકો તે પાંણી ઉપરથી ચાલી ગયાં. પાક દીનંનો જરથોશ્ત સફેદારમંદ

---

* " શેહેર, " " દેશ, " " નદી " " દરીયાવ, " ઇત્યાદી શબ્દો ગુચવાડો ઉભો કરે છે. ઇરાન શેહેર નથી પણ દેશ છે; આગળ ચાલતાં દાએતી નદીને " દરીયાવ " ગણ્યો છે. વળી કેટલેક ઠેકાણે એવાં નામો અંતર જગતને લગતાં હોય એમ લાગે છે.—ન. ફ. બી.

† આ નદીને " રોદેઆહુ " કરીનેબા કેહ છે, તથા પેહલવી પુસ્તકોમાં તેને " વેહરોદ " એવાં નામથી લખે છે. અને તે ઇરાનના હતા ઉપર આવેલા " આલબરોજ " પહાડની પશ્ચીમ દીશા ઉપર આવેલી છે.—તરજુમો કરનાર.

મહીનાના છેલ્લા દીવસ અનેરાંન રોજને દહાડે ઈરાંનની સરહદમાં આવી પોહોંચ્યો. તે દહાડે ઈરાંનમાં જશન હતું તેથી જશનની ક્રિયા કરવાનાં મકાંન મધે સવાબનો હમબેહેરો મેલવવા સારૂ શહેરના સઘલા લોકો ખુશી અને ઉલટથી જતા હતા. તે જશનગાહમાં જવાનો અશો જરથોશ્તે ઈરાદો કીધો, પણ રાત પડવાના સબબથી તેમ કરવાને તેનાથી બન્યુ નહી, તેથી તેણે એક મકાન મધે એખલો ખોઆબ કીધો, તે વેળાએ તેનાં અશો રવાંને ખોઆબ જોગો, તેમાં તેને એવું નજર આવ્યું કે ઉત્તર દીશા તરફથી તેની સામે એક મોટું લશકર કીના ભરેલા દેખાવથી આવી લાગુ, અને તેણે જરથોશ્તને જવાનો માર્ગ ચો તરફથી ઘેરી લીધો, તેવામાં દક્ષીણ દીશાએથી એક બીજું લડાયક લશકર ત્યાં આવી પોહોંચ્યું. તે બન્ને લશકર વચ્ચે તલવારથી લડાઈ ચાલુ થઈ, અને ઉત્તર તરફનું લશકર હાર ખાઈને નાસી ગયું.

[ ઉપલા ખોઆબનો ખોલાસો. ]

આ કુદરતી ખોઆબનો ખોલાસો દુરઅંદેશીથી ખોઆબની તાબીર કેહેનારની તરફથી આવી રીતે કર્યામાં આવેલો છે કે, " અશો જરથોશ્ત યજદાંની હજુરમાં જઈને તે સાહેબથી સઘલો ભેદ તથા ભલી દીનની વાકેફગારી મેલવીને ને રોશની ભરેલાં મકાંનની તરફથી આ ખાકી દુનિયાંમાં ભલી દીનને જાહેર કરવા સારૂં આવશે ત્યારે તે ખબર સાંભલીને બદકાર લોકો તેની સામે લડવા સારૂં નીકલશે અને એ વિષેનો સંદેશો મેદીઓમાહ* ને પોહોંચતાં વાર તે અશો જરથોશ્તની હજુરમાં આવશે, અને તેનાથી પ્રથમ ભલી દીન કબુલ કરીને તે દીનની વાકેફગારી મેળવશે,

* મેદીઓમાહ એ આપણા પેગમ્બર અશો જરથોશ્તના કાકા આરાસ્પનો બેટો તથા એ પાક પેગમ્બરનો પેહલો શાગેર્દ હતો.—તરજુમો કરનાર.

અને અવસ્તા-ઓ-જંદને ખુશ તથા મોટે આવાજે પવિત્રાઈથી પહશે, તેથી સઘલા ચંડાળ દેવો તથા જાદુગરો નેસ્ત નાબુદ થશે." એ પછી અશો જરથોશ્ત પેલા જશંનગાહનાં મકાંનમાં ગયો, અને તે બેહેસ્તની મીસાલનાં મકાંન મધે ખુશ દીલથી ઘણીએક ઉલટ સાથે તેણે કેટલોક વખત બંદગીમાં ગુજાર્યો.

શરેહ.—ઉપલા બોઆબના ખોલાસામાં લખ્યું છે કે અશો જરથોસ્તથી પ્રથમ મેદીઓમાહ ભલી દીન કબુલ કરીને તેની વાકેફગારી મેળવશે તે અગમચેતી મુજબ આપણા પેગમ્બરથી પ્રથમ મેદીઓમાહે દીન કબુલ કીધી હતી, તથા અવસ્તાની તાલીમ લીધી હતી, તે વિષેની સાબેતી નીચે ટાંકેલા "ફર્વર્દીન યશ્ત" ના અવસ્તા ઉપરથી આપણને મલી આવે છે:—

[ "ફર્વર્દીન યશ્ત" ના અવસ્તા. ]

મઇધ્યો માંઉંઘહે આરાસતઇયેહે ઇરિ અષઉનો અશીમચ ફ્રવષીમ્ચ યજમઇદે યો પઓઉરીઓ જરથુશ્ત્રાઈ માથ્રેમ્ચ ગુશ્ત સાસનાઉસચ.

[ ઉપલા અવસ્તાનો તરજુમો. ]

"આરાસતના વિદ્યાભ્યાસી પુનવાન (બેટા) મેદીઓમાહનાં નેક ફ્રેવહરનો હમો યાદ કરીએ છીયે કે જેણે પ્રથમ જરથોસ્તી દીનનો કાયદો અને શીખાંમણો સાંભલી (હતી.)"

---

## અશો જરથોશ્ત દાએતી નદીનાં પાણીમાંથી ગુજર કરીને પાર ઉતર્યો તે વિષેનો એહેવાલ.

એ પછી અર્દીબેહેશ્ત મહીનાની અધવચમાં જે વેળા બાહારની રૂતને લીધે દુનિયાં બેહેસ્તની મીસાલે બનેલી હતી, તે વેળાએ દેપમેહર રોજને દહાડે ખોરશેદને તલુ થવાના વખત ઉપર મકાંન મધેથી અશો જરથોશ્ત બાહેર નીકલ્યો, અને તે એક ઘણા ઉંડા

દરીયાવ*ની આગલ જઈ પહોંચ્યો, જે દરીયાવને અવસ્તા મધે દાએતી† કરીને કહે છે. તે દરીયાવનાં ઉંડાં પાણીની અશો જરથોશ્તે કશી દરકાર કીધી નહી, અને તે મધે ઉતરીને ચાલવા માંડયું, તે વેળાએ પેલા દરીયાવનું પાણી અશો જરથોશ્તના બદન ઉપર ચાર હુમલે ચહડી આવ્યું. તે મધે પેહેલાં અશો જરથોશ્તના પગની ઘુટી લગી, બીજી વેળાએ પગનાં ગુઠણ સુધી, ત્રીજી વેળાએ કમર તુલીક, અને ચોથી મરતબે ગરદન સુધી ચહડયું હતું. અને એ ચાર હુમલે પાણીનાં ચહડવાની નીશાંન તથા દલીલ ખોદાએતાલાએ અશો જરથોશ્તને આએ રીતે જાહેર કીધી હતી કે, આવતાં નવ હજાર વર્ષની મુદતમાં બેહેતર માજદીયસની દીન ચાર મરતબે તાજી થશે. તે મધે પેહેલાં જરથોશ્ત સ્પેતમાન હકની દરગાહથી ભલી દીન લાવશે અને તેને દુનિયામાં જારી કરશે, બીજી મરતબે હોશેદર, ત્રાજી વખતે હોશેદર માહ, અને ચોથી મરતબે સોસીઓશ ભલી દીન પાક દાદારથી કબુલ કરીને આલમમાં તેનો ફેલાવો કરશે. અને આ બાકી દુનિયાને બેહેસ્તની મીસાલે પવિત્રાઈથી આરાસ્તગી આપશે. અશો જરથોશ્ત તે દરીયાવને કીનારે આવ્યો તે વેળાએ જેમ સુનું આતશથી ગલાઇને સાફ થાય છે, અને તેથી તેની કીમત વધે છે, તેમ તે અશો પેગમ્બરે પોતાનું બદન પાણીથી ધોઇને પાક કીધું અને સાફ પોશાક પેહેરીને પાક દાદારની બંદગીમાં મશગુલ થયો.

---

* આએ જગો ઉપર વાંચનારે દરીયાવનો અર્થ મોટી નદીનો સમજવો, કેમકે દસ્તુર જરથોસ્ત બેહરામે ઉપલા એહેવાલમાં દાએતી નામની ઇરાન મધે વેહેતી એક મોટી નદીને દરીઆવનું નામ આપેલુ છે.—તરજુમો કરનાર.

† "દાએતી" એ નદીને અવસ્તામાં "વંઘો દાઇતીઅ" તથા પેહલવીમાં "શપીર દાએતીઅ" અથવા "રોદે દાઇતી" કરીને કહે છે, અને તે ઇરાન શેહેરની નજદીક આવેલી છે. દીનકર્દ કેતાબ મધે એ નદીને "મીઆએ ઓમીગાન" એવાં નામથી લખેલી છે. અને તેને હાલમાં ભૂગોળ વિદ્યાના અભ્યાસીઓ "રોદેઆમુન"ન નામથી ઓળખે છે.—તરજુમો કરનાર

## અશો જરથોશ્તની નજદીક બહુમન અમશાસ્પંદનું આવવું.

પાક દાદારના હુકમથી તેજ દહાડે બહુમન અમશાસ્પંદ નુર ભરેલા પોશાકથી અશો જરથોશ્તની નજદીક આવ્યો. તેણે જરથોશ્તને પુછયું કે તારૂં શું નામ છે? અને દુનિયામાં તું શું શોધે છે? તથા તારી મોરાદ શી છે? તેને જરથોશ્તે આએ રીતે ઉત્તર વાલ્યો કે "મારી શોધ તથા મારી ઇચ્છા ખોદાએતાલાની ખુશી તથા તેના હુકમ વગેરે બીજી કોઈ નથી. અને મારૂ દીલ રાસ્તી સીવાય કસી ચીજને ચાહતું નથી. કેમકે હું જો બંધે જેહાનને પેદા કરનાર દાદાર અહુરમજદનો હુકમ બજા લાવશ તો તેથી મારા દીલની સઘલી મોરાદ હાંસેલ થશે. અને હું ધારૂ છું કે નેકીની તરફ મને રાહનો બતલાવનાર તું પોતે છે." એ તરેહથી લાયકી ભરેલા સુખનો સાંભલીને બહુમન અમશાસ્પંદે અશો જરથોશ્તને કહયું કે "તું ઉઠ અને મારી સાથે આવ, જેથી તું દાદાર અહુરમજદની હજુરમાં પોંહોંચે, અને તારી જે કાંઇ ખાહેશ તેનો જવાબ તે બુજોર્ગ સાહેબથી તું સાંભલે." તેજ વેળા અશો જરથોશ્તે પોતની તરફની તૈયારી બતલાવી, ત્યારે બહુમન અમશાસ્પંદે એક પલભર આંખ વીચવા સારૂં અશો જરથોશ્તને ફરમાવ્યું. તે મુજબ પેગમ્બર જરથોશ્તે પોતાની આંખ બંધ રાખી અને એક લેજા પછી ઉંઘાડીને જોયું તે વેળા તેણે પોતાને રોશનીથી ભરેલી મીનોઈ આલમમાં જોયો. ત્યાં અશો જરથોશ્તનાં જોવામાં ફરેશતાઓનું એક અંજુમન આવ્યું જેનાં નુરથી ચોવીસ કદમની વેગલાઇ ઉપર જરથોશ્તે પોતાનો સાહ્યો અથવા ઓળો પડેલો દીઠો. એ પછી બુજોર્ગ ફરેશતાઓનું બીજુ એક નુરી ટોલું તેની નજરે પડયું જેની હજુરમાં બહેશ્તની પરીઓ* ખીદમતગાર તરીકે હતી. આ વેળાએ ઘણાએક ફરેશતાઓ

---

* જરથોસ્તી ધર્મમાં પરીઓને ભલા અર્થે લેવામાં આવી નથી.— ન. ફ. બી.

જરથોશ્તની મુલાકાત લેવા સારૂ તેની આગળ ખુશ દીલથી આવ્યા, અને તેઓ મધેથી હરએકે અશો જરથોશ્તને ખબર અંતર પુછી તથા પોતાની આંગલીની ઈસારતથી તેને બીજા યજદ અમશાસ્પંદોની ઓળખાણ આપી. એવી હાલતમાં અશો જરથોશ્ત પાક દાદારની હજુરમાં ગયો. જ્યારે તે બુજોર્ગ ખોરેહના સાહેબની નજદીક પોંહોંચ્યો, ત્યારે અશો જરથોશ્તે તે નુરમંદ સાહેબની જનાબમાં પોતાના ખુશ દીલથી અદબ ભરેલાં બદનથી ઘટતાં આદરમાન સાથે શેજદો કીધો, અને ઘણીક બંદગી કીધી.

શરેહ.—આપણો અશો પેગમ્બર પાક દાદારની હજુરમાં બહમન અમશાસ્પંદની રાહનુમાઇથી ગયો હતો તે વિષેની મજબુત ગવાહી યજશ્નેના ૪૪ મા હાના અવસ્તા મધે આવેલી છે. તે અવસ્તા તેના તરજુમા સાથે વાંચનારની વાકેફગારીને સારૂ હેઠળ પ્રગટ કર્યે છીયેઃ—

[ યજશ્નેના ૪૪ મા હાના અવસ્તા. ]

સ્પેંતેમ અત્ થ્વા મજદા મેંગ્હી અહુરા હ્યત્ મા વોહૂ પઈરી જસત્ મનંઘહા અહ્યા ફ્રેસેમ કહ્માઈ વીવીદુઇયેવશી અત્ થ્વા અહ્માઈ આથ્રે રાતામ નેમંઘહો.

[ ઉપલા અવસ્તાનો તરજુમો. ]

" અએ વૃદ્ધિના કરનાર અહુરમજદ! જ્યારે હું તારો વિચાર કરવા લાગો, ત્યારે મને બહમન આવીને મલ્યો. તે મને કોણની તરફ પ્યાહેશ અને ખબર આપે છે, તે વિષેની મેં તે સાથે પુછપરછ કીધી, અને તેની (મદદ)થી હું તારાં નુરને સેજદો કરનાર થયો છઉં."

બીજું દીનકર્દ કેતાબનાં સાતમાં દફતર મધે આપણા પેગમ્બર અશો જરથોસ્ત પાક દાદારની હજુરમાં ગયા તે વિષે જે ખોલાસો લખી જણાવેલો છે તે પણ ઉપલી બાબતને મળતો ઉતરે છે. એ ખોલાસો વાંચનારની જાંણમે માટે નીચે દાંખલમાં આવ્યો છે:—

[દીનકર્દ કેતાબની પેહલવી એબારત.]

અવશ પવન બુનદગીએ સી શન્ત ઈ મેન ઝરહુન્દશન ફ્રશઝ વોહુમન હુમાનેસ્પન્દ પવન આશતીએ અહુરમઝદ મદમ મત હુમતશ મેન રૂતે અયુતાક મયા એ ઉમીગાંન યદરૂન્ત.

[ ઉપલી પેહલવી એબારતનો તરજુમો ]

"જરથોસ્તની ઉમર ત્રીસ વર્ષની થયા પછી, બુજોર્ગ બહમન અમશારપંદની મદદથી તે અહુરમજદની દોસ્તીમાં પોંહોંચ્યો, અને તેને બહમન અમશારપંદ ઓમીગાંન (યાને આમુન) નદીના અથાગ પાંણી મધેથી લઈ ગયો." *

## પાક દાદારની હજુરમાં પેગમ્બર જરથોશતની પહેલી પુ-શેશ.

(અશો જરથોશતે) દાદારની હજુરમાં પહેલાં આએ સવાલ કીધો કે પૃથ્વી ઉપર ભલો શખ્સ કોણ છે? તેનો ઉત્તર તે હમેશગીના સાહેબે એવી રીતે વાલ્યો કે જેનાં દીલમાં સાચવટ હોય, જેની સખાવતથી સઘળા લોકોના દીલ ખુશ થાય, જે બંધે આંખોથી સરખી રીતે જોતો હોય, અને તે સાથે દુનિયાંમાં આતશ, પાણી જાનવર, ગાય, ગોસ્પંદ તથા તે વગેરે બીજી જાનદાર વસ્તુઓ ઉપર હેત પ્રીત રાખે અને તેને કસી ઈજા નહી પોહોંચાડતો હોય તે શખ્સ દુનિયામાં ભલુ આદમી છે. અને તે પોતાનાં એવાં કામોને લીધે દોઝખથી ખલાસી પાંમીને હમેશગીનું સુખ પામનાર છે. માટે (પેશી) ત્રણ પાંચ દહાડાની દુનિયાં મધે વસનારા લોકોમાં જેઓ આલમને દુઃખ દેનારા તથા ઈજા પોહોંચાડનારા અને આએ મારા હોકમથી ઉલટી રીતે ચાલનારા હોય તે સઘલાઓને તું કહેજે કે તેઓની બદ ચાલને લીધે તેઓનું હમેશ લગીનું મકાન દોઝખ છે.

* આ "નદી" આંબા જમાનાને લગતી [illegible]. દ. બી.

## પાક દાદારની હજુરમાં પેગમ્બર જરથોસ્તની બાજી પુરશેશ.

અશો જરથોશ્તે દાદગર દાદારની હજુરમાં બીજો આએ સવાલ કીધો કે તારી નજદીક પ્યારા તથા પસંદ પડતા અમશાસ્પંદો (યાને ફરેશતાઓ) કીયા છે? તેઓનાં નાંમ અને તેઓની કેફીયતથી તું મને વાકેફ કર. તથા બદ કેરદાર અને નરસ બુદ્ધિનો એહેરેમન કે જેનું ધ્યાન નેકીની તરફ મુતલક નથી તેનાં ફેલ તથા દુનિયાં મધે સઘલા સારા માઠા તથા ઉતાવળી ચલના ફરતા સેતારાઓ અને તેઓથી નીપજતાં તરેહવાર કામોને સમજવાની તું મને આગાહી બક્ષ. એ સિવાય અશો જરથોશ્તે પોતાનાં દીલના જે વિચારો રાખતો હતો તે સઘલા પાક યજદાંની હજુરમાં જાહેર કીધા. અને તેના જવાબમાં દાદાર અહુરમજદની તરફથી તેને એવી બાતનો ખોલાસો મલ્યો કે, નેકી કરવી એ મારી મોરાદ છે, અને બદ કરતુકનો શખ્સ મને અણગમતો છે. દુનિયામાં કોઈનું કામ ખરાબ થાય તેમાં મારી ખુશી નથી. આલમને ગમ, સખ્તી, પીડા અને દુઃખ પોહોંચાડવાને હું ચાહતો નથી. બુરાઈ કરવી તથા દુઃખ દેવું, એ નાપાક લેઆંનતી દેવ તથા એહેરેમનનાં કામો છે, અને તેના બદલામાં તે બદકાર લોકોને હંમેશ દોઝખમાં રાખવાનો મેં ઠરાવ કરેલો છે, જે લોકો મારી તરફથી બુરાઈ પોહોંચવા વિષેની ફરીઆદ કરે છે, તેઓ બેહુદાપણાથી એ જુઠુ તોહોમત લાગુ પાડે છે. એ પછી પાક યજદાંએ અશો જરથોશ્તને સઘલા આસમાની એલમોની વાકેફગારી બક્ષી. તેમાં આએ દુનીયાંની શરૂઆતથી તે તેની આખેરી સુધીનું વીગતવાર બયાન કહી જણાવ્યું. અને આસમાન મધે ફરતા સેતારા તથા તેઓથી નીપજનારા સારા નરસા ગુણોથી (તેને વાકેફ કીધો), અને મીનોઈ આલમની કેફીએત અને બહેશ્ત તથા અમશાસ્પંદો અને તે વગેરે બાંજ સઘલી વસ્તુઓને પેદા કરનાર સાહેબે કેમ ઉત્પન્ન કીધી તેનો તપસીલવાર ખોલાસો તેને કરી

દેખાડયો તે મુજબ અશો જરથોશ્તે પેલા બદકાર એહેરેમનને અંધા-રાં તંગ દોઝખમાં જોયો કે જેને હરએક ગુનેહગારને તેના ગુનાહથી વધારે સજા કરતાં અટકાવવામાં આવતો હતો. જ્યારે દોઝખના ઉંડા ગાર મધે એહેરેમને અશો જરથોશ્તને જોયો ત્યારે બુલંદ અવાજે તેને કહેવા લાગો કે "અએ જરથોશ્ત ! આએ પાક દીનને તું છોડી દે, અને તેથી તું પાછો ફર, કે દુનિયાંમાં તારી સઘળી મોરાદ બર આવે." તેનો પેગમ્બર જરથોશ્તે આવી રીતનો ઉતર વાલ્યો કે "અએ નાપાક ! તુને જે આએ દોઝખનું મકાન મલ્યું છે તે ઘટતું અને વાજબી છે, અને જે કોઈ તારા વિચાર પ્રમાણે ચાલશે તે પણ તારા જેવી સજા અને દોઝખનાં મકાંનને આધીન થનાર છે. પાક ખોદાએતાલાની બક્ષેશથી હું તારાં સઘળાં કાંમોને તોડી નાંખીશ."*

---

## અશો જરથોશ્તને મીનોઈ જેહાંનમાં બતલાવેલી નીશાંનો.

જ્યારે પાક યજદાંનાં કુદરતી કાંમોથી અશો જરથોશ્ત સારી તરેહથી વાકેફ થયો ત્યાર પછી ત્યાં તેને બલતા આતશનો એક પહાડ નજર આવ્યો તે આતશ મધેથી ગુજર કરવા સારૂ પેગમ્બર જરથોસ્ત ઉપર પાક દાદારનો હુકમ ઉતર્યો. તેથી તે પેલા આતશના મોટા ઢગલામાંથી ચાલી ગયો અને તેના બદનને કસી ઈજા નહી થઈ. એ પછી પરવ દેગારના હુકમથી કાંસાની ઘણીએ ધાતુ તાવીને અશો જરથોસ્તના રૂપેરી સીના ઉપર રેડી, તેથી પણ તેનાં શરી-રનો એક બાલ કમ નહી થયો. ત્યાર પછી તેનું પેટ ચીર્યું અને તે મધેની વસ્તુઓ બાહેર ખેંચી કહાડીને પાછી તે પેટમાં મૂકી, અને તેજ વેળાએ પેટનો જખમ મલી ગયો.

---

* જુઓ વંદીદાદ, પર્ગરદ ૧૯ મી, અશો જરથોસ્ત અને એહેરેમન વચ્ચેની લડાઈ—ન. ક. બી.

[ શાએર લખે છે કે—"જેને આસરો આપનાર પાક યજદ હોય તેની મુઠીમાં સખત લોહોડું મોમ જેવું થઈ જાય અને તેના બદનને પાણી તથા આતશથી કોઈબી રીતે ઇજા પોહોંચી શકે નહીં."]

એ પછી પાક દાદારે અશો જરથોશ્તને કહ્યું કે "પેલા આતશના પહાડ મધેથી તેં કરેલી ગુજર તથા તારાં પેટમાની ચીજો કહાડીને તેં પાછી મેલી તે વિષેનો સઘલો ખોલાસો તું આદમીઓને કરજે. ને આદમીઓ તારી નજદીક ગોસ્પંદોનાં ગોવાળાં તરીકે છે અને તેઓ ઉપર ગોવાળીઆ તરીકેનો તું હક ધરાવે છે, માટે તે લોકોને તુ કેહેજે કે તેઓ મધેથી જે કોઇ આએ ભલી દીન નહી કબુલ રાખશે, અને બદકાર એહેરેમનની મરજી મુજબ ઉલટા માર્ગ ઉપર ચાલશે, તેઓને સખત સજા કરવામાં આવશે, તથા તેનું રવાંન હરગેજ બેહેસ્તનું મકાન નહી જોશે. અને તેને દોઝખના આતશથી ઇજા પોહોંચશે. જે કાંઇ તાવેલું કાંસુ તારી છાતી ઉપર રેડયું અને તે તારા ઉપર બરફની મીસાલે થઈ પડયું, તથા તેથી તારા શરીરના એક બાલને આસેબ નહીં પોંહોચ્યો, તેની મોરાદ એ છે કે ભલી દીનનો દુનિયામાં ફેલાવો થયા પછી (કેટલીએક મુદતે) કેટલાએક લોકો ભલી દીનથી માથું ફેરવીને નાપાક એહેરેમનની ચાલ ઉપર ચાલશે, તે વેળા આદરબાદ મારેસ્પંદ નામનો એક મે બેદાન મોબેદ તેઓની સાંમે હીમતથી જાહેર પડશે, તથા તેઓને ઘણીએક શીખામણ દેશે, અને સઘલાં આદમીઓની હજુરમાં આએ રીતે તાવેલું કાંસુ તે પોતાનાં બદન ઉપર ઓતશે, પણ તેથી તેને કસી ઇજા નહી પોહોંચશે અને પેલા શકમંદ લોકો આએ કાંમ તેઓની નજરે જોયાથી વગર સંદેહ રાખવે રાસ્ત દીન પોતાના દીલોજાંનથી કબુલ રાખશે, અને ખોટા માર્ગને તરક કરશે."

**શરેહ**—પાક દાદારે આપણા પેગમ્બર અશો જરથોસ્તને આપેલી ઉપલી અગમચેતી મુજબ દસ્તુરાંન દસ્તુર આદરબાદ એબને મારેસ્પંદ ઇરાન દેશમાં જન્મ્યો હતો, અને તેણે સાસાની તબકકાના ચોથા પાદશાહ શાહપુર એબને હોરમજદના વખતમાં માજદીયસ્નની દીનની સચાઈ વિષે

"બાદશાહોના પાદશાહ શાહપુર એઅને અહુરમજદે સઘલા લોકોને દીનની ખબરથી વાકેફ કરવા માટે બાપણો માઠને ધર્મનું જ્ઞાન તથા શીખામણો આપી હતી અને તે તેમા અદરબદે બધલ જુદદીનેની સાથે ધર્મ પુસ્તકોથી તકરારો કરી મોજેજો બતાવી તેઓના એકીનને સુધાર્યાં અને તેથી ઘણાએક જુદદીનોએ ખોલ્લી રીતે એકરાર કીધો અને કહ્યું કે હમોએ એ દીનની રોશની સારી તરેહથી પીછાંણી. હવેથી હમારા મધેનો કોઈબી શખ્સ એ દીનને નહી છોડશે. અને હમારેથી બનતી કોશેશ હમો એ નેક દીનને સારૂં કરીશું. અને એ કરાર મુજબ તેઓ ચાલ્યા હતા.

"નેકીની પરસ્તેશ પામેલા આદરબાદ એમને મારેસ્પંદે આલમના લોકોને ચેતવણી આપાને તેઓની હજુરમાં તાવેલું કાંસું પોતાની છાતીની ઉપર રેડી એ બુજોર્ગ દીન ઉપરથી તેઓના શકને દુર કીધો હતો. આએ બુજોર્ગ મોજેજા વિષે બલી દીનમાં યાને પાક અવસ્તામાં અગમચેતી દાખલ આએ રીતનું બયાન આવેલું છે કે જ્યારે તે દુરવંદો (યાને વગર એકીનવાળા લોકો) તે છાતી ઉપર કાંસું રેડવાની ક્રિયાને જોશે ત્યારે તેઓ દીન ઉપર એકીન લાવશે."

---

## પેગમ્બર જરથોશતે બંદગી કરતી વખતે કેબલો કરવા વિષે પાક દાદારને કરેલો સવાલ.

એ પછી અશો જરથોશ્તે આલમને પેદા કરનાર પાક દાદારની હુજુરમાં સવાલ કીધો કે "એ સઘલા ભેદોથી વાકેફગાર સાહેબ! તારી પરસ્તેશ કરનારા રોશન દીલના મોબેદો અને તે વગેરે બીજા બુજોર્ગ લોકો તારી હુજુરમાં નીઆએશ તથા સેતાએશ કહી ચીજની સનમુખ ઉભા રહીને કરે અને તે દીનદાર લોકો કેવી રીતે અને શું પઢવાથી તારી એબાદત તથા બંદગી બજા લાવે? અને કઈ ચીજને બાહે? તે વિષે ખોલાસાથી તું મને સમજાવ."

આ ઉપલા સવાલનો જવાબ તે વગર હાજતના અને સર્વને રોજી પોંહોચાડનાર પાક દાદારે એવી રીતે વાલ્યો કે " એ અશો જરથોશ્ત! તું આલમના લોકોને જાહેર કરજે કે તેઓ જાહેર અથવા છુપી રીત મારી પરસ્તેશ તથા બંદગી કરતી વેળાએ જે ચીજ જાતે નુર ભરેલી તથા રોશન હોય તેને મારાં નુર તરીકે સમજીને તેની રોશની તરફ પોતાનું મોહો રાખે અને તે ઉપર પોતાની નજર રાખીને મારી એબાદત કરે. દુનિયાંમાં સર્વે લોકોની નજદીક રોશની વધારે મરતબો ધરાવે છે, અને બેઉ દુનિયાંમાં મારાં નુરથી કોઇબી જગોને તું ખાલી નહી જોશે, માટે જેઓ આ મારા હોકમ પ્રમાણે ચાલશે તેઓથી એહેરેમન (યાને બદ વિચાર) દુર થશે. અને જે જગોએ રોશની હશે તે અંધારાંથી ખરાબ થઇ શકનાર નથી."

એ પછી પાક દાદારે અશો જરથોશ્તને અવસ્તા-ઓ-જંદની માહીતગારી આપીને તેને ફરમાવ્યું કે એ અવસ્તા તેના અર્થ સાથે પાદશાહ ગુશ્તાસ્પની આગલ તું પઢજે કે તે એ મધે જાહેર કરેલા એહેવાલથી વાકેફ થાય અને દીનની ખબરદારી મેલવે. અને પાદશાહ ગુશ્તાસ્પને તું મારી તરફથી આગ્બે નસીહત કરજે કે તે મને નેકીનો કરનાર તથા ખરો ન્યાયાધીશ કરીને ગણે. અને રાત દહાડો તે અવસ્તા ઉપર પ્યાર અને મોહોબત રાખે તથા તે મધે ફરમાવેલી મારી સઘલી નસીહતો યાદ રાખીને દુનિયાંમાં ચાલે. અને એજ મુજબ સઘલા મોબેદો તથા આલમના લોકોને તું ખબર આપજે, કે તે અવસ્તા મધે ફરમાવેલા હોકમ મુજબ ચાલે કે જેથી તેઓ એહેરેમનની રાહથી દુર રહેશે, અને બદકાર દેવ તથા જાદુગર લોકો તેઓની બાગલથી છુપ્યા થશે." એ (સુકનો સાંભલ્યા) પછી અશો જરથોશ્તે નેકીનો માર્ગ બતલાવનાર તથા નેકીના બક્ષનાર પાક દાદારની જનાબમાં ઘણીએક શેતાએશ અને આફ્રીન કીધી.

## અશો જરથોશ્તને પાક યજદાંની હજુરથી પાછું ફરીને આવતાં બહમન અમશાસ્પંદની સાથે થયલી વાતચીત.

જયારે અશો જરથોશ્ત પોતાનાં દીલની સઘલી ઉમેદ તથા મોરાદ પાક યજદાંથી હાંસલ કરીને તે કુદરતના સાહેબની હજુરથી પાછો ફર્યો ત્યારે બહમન અમશાસ્પંદ કે જે સાહેબ ગોસ્પંદો ઉપર મવક્કલ છે તે પેગમ્બર જરથોશ્તની આગલ આવીને તેને કેહેવા લાગો કે "(અએ જરથોશ્ત) સઘલી જાતનાં ગોસ્પંદો મેં તારા અખતીઆરમાં સોંપેલાં છે તેથી તું મોબેદો તથા દસ્તુર લોકોને ફરમાવજે કે તેઓ સઘલા લોકોને ગોસ્પંદોની જતન તથા નીગેહબાની કરવા વિષે ભલામણુ કરે, જેથી આલમને ફાયદો પોહોંચાડનારાં જુવાંન ગોસ્પંદાન અને તેમજ નાંહલાં પશુઓને કોઇ નહી કાપે * કેમકે એવી પ્રકારના ચોપગાંને કાપનારો શખ્સ ખોદાએતાલાની હજુરમાં અનગમતો થઈ પડે છે માટે આએ ચોપગાંઓની માહાફેજત કરવી તથા તેઓને સારી તરેહથી રાખવાં અને તેઓની મારફતે પોતાના ફાયદા ભરેલાં કાંમો કરવાં આદમીઓને સજાવાર છે. આએ નસીહત ભરેલા સખુનો તુંને કેહેવાની મારી મતલબ એ છે કે મેં તે સઘલાં ગોસ્પંદોની નગેહબાની કરવાનું કામ પાક યજદાંથી કબુલ કરેલું છે. તે મુજબ તું આએ મારી ભલામણુને વજનદાર ગણીને તેને દીલોજાનથી કબુલ રાખે, અને તેથી દુનિયાંના સર્વે લોકોને તું વાકેફ કરે, કે તેઓ એ મુજબ ચાલે." બહમન અમશાસ્પંદથી તેની આએ નસીહત મુજબ ગોસ્પંદોની હીમાયત કરવાને અશો જરથોશ્તે કબુલ રાખ્યું.

* "સઘલી જાતના ગોસ્પંદો"—"જુવાન ગોસ્પંદો" કે નાના પશુઓ—કે દુધી જાનવર કાપવું નહી જોઇએ એવુ આ અહુરમજદનાં "પહેલાં બહાર પડેલાં હુકમ" બહમનનુ કેહવું. જરથોશ્ત સાહેબ અહુનવદ ગાથામાં પોતાના દુનિયાને જાહેર કીધેલા ઢંઢેરામાં કહે છે—જુઓ યજશને, હા ૩૨, ફ. ૬; હા ૪૪, ફ. ૩.—ને. ફ. ખો.

## અશો જરથોશ્તને અર્દીબેહેશ્ત અમશાસ્પંદની સાથે થયલી વાતચીત.

એ પછી અશો જરથોશ્તની આગળ અર્દીબેહેશ્ત અમશાસ્પંદ આવીને કહેવા લાગો કે, 'અએ ખોદાના પસંદ કીધેલા પેગમ્બર! આએ મારો સંદેશો પાદશાહ ગુશ્તાસ્પને તું પોહોંચાડજે અને તેને કેહજે કે, અએ પાદશાહ! સઘલા આતશોની જાલવણી રાખવાનું કામ મેં તુને સ્વાધીન કીધેલું છે તેથી આબરૂ અને ઇજતની સાથે દરએક શહેરમાં આતશકદેહ બનાવી સદેહના * કાયદાઓને તું બુજોર્ગી આપજે તથા તે આતશોને થંડાં પાણીથી તથા સખત માટીથી હલાકી નહી પોંહચે તેને સારૂં તું સાફ દીલના પરહેજગાર દસ્તુર મોબેદો તથા હેરબદોને ફરમાવજે કે તેઓ તે સઘલા આતશોની જાલવણી ઘણીએક કોશેશોથી કરે અને તેના ખરચને કીજે મોટી રકમોની આયપત કરી આપજે કે તેમાંથી આતશની તથા તેના મકાનની અને તેની જાલવણી કરનારા મોબેદોની ખોરાકીનો પુરનો ખરચ થઈ શકે. રોશન આતશ એ એક ખોદાઈ નુરના ઝરા મધેથી નીકળેલી નુરી વસ્તુ છે. તું સારી તરેહથી જાણે છે કે દુનિયામાં આતશ એ ઘણી બુજોર્ગ ચીજ છે. તેનું કાંમ સરવેને પડે છે, તે આદમીઓથી સુકી કાઠી સીવાય વધારે ચાહનો નથી. તે ઉપર કાઠી મેલ્વાથી તેની (મોબારક) જાત હંમેશ

---

* સદેહ વિષે તવારીખ તથા ફારસી ફરહંગોની કતાબોમાં લખે છે કે પાદશાહ હુશંગ પેશદાદ રોજ ૧૦ મો આવાં અને માહ ૧૧ મો બહમનને દાને એકસો માણસોની સાથે એક પહાડની તરફ ગયો હતો, ત્યાં એક અજદાહ ઉપર તેની નજર પડી. તેથી તેણે તે ઉપર એક પથ્થર ફેંકયો, તે પથ્થર સુકીને એક બીજા પથ્થર ઉપર લાગો, અને તેમાંથી આતશ સલગી ઉઠયો, તે આતશને પાદશાહ હુશંગે ખોદાની તરફનું નુર ગણીને તેનો શેજદો કીધો. અને તે દહાડે એક મોટુ જશન કરી સઘલા લોકોને તે આતશનો કેબલો કરવા સારૂં ફરમાવ્યું. અને એ દીવસથી આતશનો કેબલો કરવાનો તરીકો આલમમાં [illegible] થયો તેને જશનને [illegible] કરીને કહે છે—[illegible] કરનાર.

જુવાંનીની હાલતમાં રેહે છે. તેની આસપાસ લાકડાં મેલવાથી તેની જાતને બુજાવવાની તથા જઇફ થવાની કાંઇબી પ્રકારે ધાસ્તી રેહતી નથી. જો તું તેની ઉપર ખુશબોઇ મેલશે તો તેના સારા સોરમથી તારા મગજને ખુશબોહદાર કરશે, અને જો બદબોય મેલશે તો તેનો ખરાબ વાસ તારા મગજને પોંહોચાડશે. આતશનો ઇંગાર થંડીનાં દરદને મટાડશે, અને તારા અંધારાં દીલને રોશન કરશે. એ વગેરે આતશથી ઘણાંએક બુજોર્ગ કાંમો નીપજે છે, તેનો બરતર દરજ્જો પીછાંણવાની તારી ફરજ છે. જેમ પાક દાદારે આતશની ઉપર મને હવાલો સોંફયો છે, તેમ તેનો હવાલો હું તુને સોંપું છઉં. જે કોઇ આએ મારી નસીહત મુજબ ચાલશે તે શખ્સ ખોદાએતાલાની નજદીક પ્યારો થશે, અને જે કોઇ એ હોકમથી ઉલટો ચાલશે તેનું રવાન દોઝખમાં ગીરફતાર થશે" આએ નસીહત ભરેલાં કલાંમોને અશો જરથોશ્તે અર્દીબેહેશ્ત અમશાસ્પંદથી કબુલ કીધા.

## પેગમ્બર અશો જરથોશ્તને શેહરેવર અમશાસ્પંદની સાથે થયલી વાતચીત.

એ પછી અશો જરથોશ્તની નજદીક શેહેરેવર અમશાસ્પંદે આવીને તેને કહ્યું કે "અએ નેક અક્કલના અશો જરથોશ્ત! પાક દાદારની તરફથી તુને હમેશ જશ મલજો. તું જયારે આએ બુલંદ દુનિયાંથી નીચેની આલમ મધે જાય, ત્યારે આએ મારો પેગામ આદમીઓને પોંહોંચાડજે, અને જે લોકો તલવાર, ખંજર, નેજો, અને તે વગેરે બીજાં હથીઆરો* રાખતા હોય તેઓને તુ કહેજે કે તે હથીયારોને હર રોજ તેઓ કાટ વગરનાં સફાઈદાર રાખે કેમકે જેનાં હથીયાર સોજાં હોય તેનાથી તેનાં બદખાહ લોકો ધાસ્તીમાં

* શેહેરેવર અમશાસ્પંદ ધાતુઓ ઉપર મોકલ હોવાથી સર્વે જાતના ચાંસણ-કુસણ ઇત્યાદી "શસ્ત્રો" શબ્દમાં આવી જાય છે.—ન. ક. બી.

રહે છે, અને તે શખ્સ લડાઈની વખતે સુર્યની મીસાલે પ્રકાશી નીકલે છે. પોતાના હજ્જાની સાચવણી દુશમનથી રાખવા સારૂ તે હથીયારોને સંઘરી રાખવાં તથા તેને દુશમનોના હાથમાં નહીં જવા દેવા ઘટારત છે."

## પેગમ્બર અશો જરથોશ્તને સ્પંદારમદ અમશાસ્પંદે કરેલી નસીહત.

આ નસીહત કર્યા પછી સ્પદારમદ અમશાસ્પંદ અશો જરથોશ્તની આગલ આવીને તેને ઘણી એક દોઆ કરીને કહેવા લાગો કે "અએ અશો મરદ! મારી તરફથી તુંને આએ પેગામ સાંભલવો સજાવાર છે; ઈનસાફના ખાવંદ ખોદાએતાલાનો એવો હોકમ છે કે આલમના લોકો જમીનની સપાટીને સાફ તથા સોજી રાખે તથા તેને લોહી તથા નજીસ વસ્તુઓથી આલુદે નહીં કરે, અને મુરદાંની લોથ તથા પલીદ વસ્તુઓ જ્યાં આદમીઓની આંમદરફત તથા વેહેતાં પાણીનો માર્ગ નહી હોય અને જ્યાં ખેતી નહી થતી હોય ત્યાં નાંખે, કેમકે જમીન ખેતી વાડીથી ભરેલી તથા વપરાતી હોય તેથી આદમીઓને ઘણો નફો થાય છે. જે પાદશાહો જમીનને આબાદ કરવાની કોશેશ કરશે તેઓ ઘણા નેક થશે." આએ ખુબી ભરેલી નસીહત અશો જરથોશ્ને સાંભલી લીધી અને ત્યાંથી આગળ ચાલ્યો, તેજ વેળા તેનો મેલાપ ખોરદાદ અમેશાસ્પંદની સાથે થયો.

## પેગમ્બર અશો જરથોશ્તને ખોરદાદ અમશાસ્પંદે કરેલી નસીહત.

ખોરદાદ અમશાસ્પંદે અશો જરથોશ્તને કહ્યું કે "અએ પાક મરદ! નદી તથા કુવાઓ મધેનું વહેતું પાંણી કે જે જમીન મધેની નદીઓને રસ્તે તથા પહાડ ઉપરથી વેહેછે, અને જે પાંણી ખેતીવાડી તથા વાપરવાનાં કાંમમાં આવે છે, તે વેહેતાં પાંણીનો હવાલો હું તુંને સોંપું છું. માટે આલમના લોકોને તું ખોલ્લી રીતે કેહજે

કે તેઓ મુરદાર વસ્તુથી પાણીને દુર રાખે, અને તેને પલીદ તથા રીમન ચીજો સાથે અ લુદે નહીં કરે. કેમકે સર્વે લોકો પોતાનું ખાણું પાણીથી પકાવે છે તે ખાણું જો સોજું અને પાક હોય તો તેથી કસી હરકત થતી નથી, પણ તેને બદલે જો તે આલુદી અને અપવિત્રાઇ ભરેલું હેય તો તેથી બંધે જેહાનના દરદનો વધારો થાય છે, અને તે ખાધ માં સ્વ.દ તથા સારૂં લાગતું નથી. એટલા સ રૂં એ નેઆંમત વ.તુને સ.ફ અને સોજી રાખવાનો પાક દાદારે હોકમ કરેલો છે."

## પેગમ્બર જરથોસ્તને અમરદાદ અમશાસ્પંદે કરેલી નસીહત.

ખો રદ.દ અમશાસ્પંદની વાત પુરી થયા પછી અશો જરથોસ્તની આગલ અમરદ.દ અમશ સ્પંદ આવીને તે પાક જાતને કહેવા લાગો કે "અએ અશો જરથોસ્ત! વનસ્પતીને વગર કારણે ખરાબ કરવી તથ: જમાનમાંથી ઉખેડી નાંખવી ઘટારત નથી. કેમકે તેથી આદમી ઓ તથા જાંનવરોને રાહત પોંહચે છે, માટે તેની જતન રાખવા સારૂં આલમના લોકોને તું ફરમાવજે." એ પછી (અમરદાદ અમશાસ્પંદે) અશો જરથોસ્તને દીન મજ્હબનાં કાંમો વિષે કેટલી એક નસીહતો કીધી, અને તેને કહ્યું કે "મોબેદ લોકોને તું ફરમાવજે કે તેઓ દુનિયાંમાં સઘલે ઠેકાણે ફરી વલે અને આદમીઓને ભલી દીનથી વાકેફ કરે, જેથી તેઓ રાસ્તીના માર્ગ ઉપર ચાલે અને દરેક જગ્યાએ એક ખબરદાર શખ્સને તું મુકરર કરજે કે તે કાબેલ શખ્સ દીનની દરેક બાબતથી ત્યાંના લોકોને સમજ આપતો રેહે, કે તેથી દીનનાં કાંમો તથા કયદાઓ (આલમમાં) જાહેર તથા ચાલુ રેહે, અને સઘલા લોકો પોતાની કમર ઉપર ભલી દીનની નીશાંન જે કુસ્તી છે તેને કમરબંધ તરીકે બાંધીને અવસ્તાની વાકેફગારી સાથે આલમને પેદા કરનાર સાહેબની નીઆએશ, સેતાએશ અને બંદગી કરે. બીજું—દાદાર હોરમજદે જાંનદાર વસ્તુઓનાં શરીરની

બાંધની હવા, પાંણી, આતશ અને માટીથી બાંધેલી છે, તે ચારે ગોહરો-ને ખોદાએ-તાલાની મોટી બક્ષેશ તરીકે ગણીને તેને સાફ અને પાક રાખે આએ સઘલાં કામોથી દુનિયામાં તારૂં નામ નેકી સાથે રહેશે."

---

## જરથોશ્તને મીનોઇ આલમ મધેથી આએ જેહાનમાં પાછું આવતા વેળાએ દેવો તથા જાદુગરો સાથે થયલી તકરાર.

જયારે અશો જરથોશ્તે પાક યજદાંથી સઘલા ભેદોની વાકેફગારી મેલવીને મીનોઇ જેહાંનથી પોતાની મોરાદ મોઆફેક ખુશી સાથે પાછો ફરીને આએ દુનિયાંમાં આવ્યો [? આવતો હતો] ત્યારે તે ખબર મક્કર ભરેલા દેવ લોકોને પડવાથી તેઓ ઘણાં ભયંકર લશકર સાથે અશો જરથોશ્તની સામે થયા. પણ અક્કલમંદ જરથોશ્તનો રોશન ચેહરો જોતાંજ તેઓને અચરતી પેદા થઇ. અશો જરથોશ્તને દેવોના સરદારે કહ્યું કે "બુજોર્ગવાર શખ્સ! અવસ્તા-ઓ-જંદને તું (આલમના લોકો આગલ) ખોલા માં કરતો; કેમકે તે તારા અવસ્તા અને તેની ક્રિયા કાંનુન હમો લોકોને અણગમતા છે. જો તું હમારી સાથે દોસ્તી કરી હમારેથી વાકેફગાર થશે તો અલબતે એ અવસ્તાને તું હમારી ઉપર કાંમે નહી લગાડશે." તે બદકારથી આ સુખનો શાંભલતાં વાર અશો જરથોશ્તને હસવું આવ્યું અને તે અવસ્તાનો એક ભાગ બુલંદ અવાજે પઢયો.* તેનો અવાજ શાંભલીને (પેગમ્બર જરથોશ્તની) સામે આવેલા સઘલા મક્કરખોરા દેવો ધુજતા અને કંપતા શેકસ્ત પાંમીને જમીન મધે છુપાયા થયા અને પાક યજદાંની બક્ષેશથી દેવોને નેહસ્ત કીધા.

---

* અવસ્તાનો ભાગ, "યથા અહૂ વઇર્યો"થી તે "વારતારેમ" સુધીના અહુનવરનાં એકવીસ કલાંમોનો છે તે પઢવાથી પેગમ્બર જરથોશ્તે દેવોને બરતરફ કીધા હતા એનો ખોલાસો વંદીદાદની ૧૯ મી પર્ગરદ તથા "જરથુશ્ત" અને યજશ્નેનાં 'હાવનીમ' નામના હા મધે પાક અવસ્તાથી કર્યામાં આવેલો છે.—તરજુમો કરનાર.

[શાએર કહે છે કે—જેનો મદદગાર તથા આશરો આપનાર પાક યજદાં હોય તે શખ્સ હંમેશ ભાગ્ય શાળી છે. માટે દરએક કામમાં પાક દાદાર ઉપર તું તારો આધાર અને ભરોસો રાખજે કેમકે તેના કરતાં સરસ બેમીશાલ તુને બીજો કોઇ મદદગાર નથી]

---

## પેગમ્બર જરથોશ્તનું બલખ શેહેર મધે પાદશાહ ગુશ્તાસ્પની દરગાહમાં આવવું.

અશો જરથોશ્ત સઘલા નીચ બુદ્ધિના મકકરખોરા, નાપાક દેવોને તારાજ કરી તેઓ ઉપર ફતેહ મેલવીને ત્યાંથી પાદશાહ ગુશ્તાસ્પની દરગાહ ખાતે જવાના ઇરાદાથી બલખ (શેહેર)ની તરફ આવ્યો, અને મુબારક વખતે તે પાદશાહની દરગાહ આગલ આવી પોહોચ્યો. ત્યાં થોડો વખત સુધી સબર કરીને પ્રથમ પાક યજદાંનાં નામની ઘણીએક યાદ કીધી. અને ત્યાર પછી પાદશાહની નજદીક જવા સારૂં દરગાહમાં સુંદર ચાલથી દાખલ થયો, અને પાદશાહની કચેરીના તરફ નજર કરીને જોયું ત્યાં તેણે પ્રથમ ઇરાનના મુલકને તાબેના સઘલાં સંસ્થાનોના હાકમો અને સરદારો અને અમીર લોકોની બે સફ કમર બાંધીને ઉભેલી જોઇ. તેની આગલ બીજી બે સફ નામીચા ઓલમા તથા ફીલસુફ લોકોની તેઓના દરજજા અને પદવી પ્રમાણે બેઠેલી જોઇ, કે જે બેઠક ઉપરથી તે વિદ્વાન લોકોની ચહડતી ઉતરતી કાબેલીયત જણાઇ આવતી હતી. જે શખ્સ દાનાઇમાં સરસ ઠરતો તેનો દરજજો પાદશાહની હજુરમાં મોટી પદવીનો ગણાતો તથા તેની બેઠક પાદશાહી તખતની આગલ રેહતી હતી. એ પછી (અશો જરથોશ્ત) પાદશાહ ગુશ્તાસ્પને બુજોર્ગીભરેલાં તખ્ત ઉપર માંથાં ઉપર મેલેલાં કીમતી તાજ સાથે બેઠેલો જોયો. તેની નજદીક આવીને અશો જરથોશ્તે તે પાદશાહ ઉપર એક દુઆ કીધી. પાદશાહ ગુશ્તાસ્પે તેના મુખનો સાંભલતાંજ તે બુજો-

ર્બારના દરવાજા તથા મરતબાને પીછાંણી લીધા, અને ઘણીએક મોહબતથી તેને ખબર અંતર પુછીને પેલ વિદ્વાન લોકોની બધે સફની આગળ પોતાની સાંમે એક ખુરસી મેલાવીને તે ઉપર બેસવા સારૂં અશો જરથોશ્તને અરજ કીધી અને તેને કહ્યું કે જો કાંઈ એલમ તું ધરાવતો હોય તે જાહેર કર. તેથી (પેગમ્બર) જરથોશ્ત પેલી ખુરસી ઉપર બેસીને પોતાની જબાંનથી ઘણુંએક નાદેર સુખનો બોલવા લાગ્યો અને તેની વચે જો કોઈ શખ્સ તકરાર કરવા સારૂં મેદાન પડતો હતો તેને ખુબી ભરેલા શબ્દોમાં તે જવબ વાલવા લગ્યો અને તકરારમાં તેને આજેજ કરીને તે ઉપર ફાએક પડવા લાગ્યો.

**શરેહ.**—આપણો પેગમ્બર પાદશાહ ગુશતાસ્પની દરગાહમાં પાક હકતાલાની તરફથી શી રીતે અને કેવા દબદબાથી આવ્યો હતો તે વિષેનું પુરતું બયાન ઉપલા ખોલાસામાં જરથોશ્ત બેહરામે કરેલું નથી. એ માટે વાંચનારની જાંણુને સારૂ તે બીનાનો સાર હમે અત્રે પ્રગટ કરીએ છીએ:—

આએ રેસાલો વાંચનારે જાણવું જોઇયે છે કે શીરદેશી ફારસીમાં **શાહનામા** તથા **શરેસ્તાને ચેહાર ચમન** નામની ફારસી કેતાબોમાં કદીમ પેહલવી પુસ્તકોના આધાર ઉપરથી એવું જાહેર કરેલું છે કે પ્રથમ આપણો અશો પેગમ્બર કેઆની પાદશાહ ગુશ્તાસ્પના મેહેલમાં આવ્યો તે વેળા તે પાદશાહનું એવાંન ફાટું અને તે રસ્તે આસમાંનની તરફથી એક સુનેરી તખત પાદશાહ તથા તેના દરબારના લોકોની નજર હજુર તેનાં મેહેલમાં ઉતર્યું, તે તખતની ઉપર અશો જરથોશ્ત દબદબા સાથે બેઠેલો હતો. અને તે પોતાની સાથે એક "સરવ"નાં ઝાડનો રોપ તથા "આદર બુરજીન" નાંમનો એક આતશ અને અવસ્તાનાં પુસ્તકો પાક દાદારની તરફથી તેની ખરી પેગમ્બરીની શાક્ષી તરીકે લાવેલો હતો. તે ત્રણ ચીજો મધે "સરવ"નાં ઝાડમાં આએ કરામત હતી કે તેનું હરએક પાનું ફુટતું હતું તે ઉપર "ગુશતાસ્પ, તું બેશી દીનને કબુલ કર," એવા શબ્દો કુદરતી લખાયલા માલમ પડતા હતા. એ ઝાડને પાદશાહ ગુશતાસ્પે પોતાના મેહેલની આગળ રોપ્યું હતું. અને પેલા "આદર બુરજીન" આતશ

આતશમાં એ ખુબી હતી કે જે કોઇ તેને પોતાના હાથમાં પકડતા હતા તેઓના હાથને તેથી ગરમી નહી લાગતી હતી. તથા તે આતશ વગર કાંઠીએ બળતો હતો અને પાણી તથા ખાકથી તેને કસી ઇજા પોહોચતી નહી હતી. એ આતશને પેગમ્બર જરથોસ્તે પ્રથમ પાદશાહ ગોશતાસ્પ તથા તેના વજીર જામાસ્પ અને તે વગેરે બીજા બુજોર્ગ અમીરોના હાથમાં આપ્યો હતો અને તેથી તેઓને અચરતી ઉપજી હતી. એ "આદર બુર-જીન" નામના આતશને પાદશાહ ગુશતાસ્પે બલખ શેહેરમાં મોટા દબદબા સાથના કીમતી મેહેલમાં તખતનશીન કીધો હતો. અવસ્તાનાં પુસ્તકોમાં પાક દાદારનાં ખરાં ફરમાનો તથા બંધે કેહાંનના હેવાલ જાહેર કરેલો હતો અને જે વેળા તુરાંનનો પાદશાહ અરજાસ્પ ઇરાંન દેશ ઉપર ચહડી આવ્યો અને "બલખ" શેહેર મધે ઘણાએક પરહેજગાર લોકોને કતલ કીધા તથા આતશખાનાઓને ખરાબી પોંહચાડી, તે વેળા તેણે પેગમ્બર જરથોસ્તનાં લાવેલાં પુસ્તકોને એક મોટો આતશ સળગાવીને તેમાં બાલી નાંખવાની ધારણાંથી નાંખ્યાં હતાં, પણ તે પુસ્તકોને આતશથી કોઇબી રીતે હરકત પોંહોંચી હતી નહી.

બીજું—**જરથોશ્ત નામાંના** ઉપલા એહેવાલમાં લખ્યું છે કે આપણા અશો પેગમ્બરે પાદશાહ ગુશતાસ્પ ઉપર પ્રથમ એક દુવા કીધી હતી. એ દુવા તે અશો પેગમ્બરે પવિત્ર અવસ્તાવાનીમાં કીધી હતી અને તે દુઆ બીજા અવસ્તાઓની સાથે હાલ આપણા જરથોશ્તીઓ પાસે મોજુદ રહેલી છે, અને તે જરથોસ્તે પાદશાહ ગુશતાસ્પની નજદીક આવ્યા પછી તે પાદશાહ ઉપર કરેલી દુઆ હેવાં મથાલાં હેઠલ કેતાબો મધે લખ્યા માં આવેલી છે, તે અવસ્તા તેના તરજુમા સાથે વાંચનારની વાકેફગીરીને સારૂં હમો અત્રે પ્રગટ કરીએ છીએ:--

[અવસ્તા]

દહેો અહ્મિ આફ્રી-વચાઓ, અરેનંઘ્રહાઓ મે સદયેહિ. આઅત્ અઓખ્ત જરથુશ્ત્રો કવોઇશ વીશ્તાસ્પહે, આફ્રીનામિ તવ, નર દંઘહુ-પઇતી વોહુ-જીતિ, ઉસ્-જીતિ દરેઘેમ-જીતિ; જઇતે તે નરાંમ, જઇતે તે નાઇરિકાંમ, જઇતે તે પુથ્ર ઉસ્-જયા-

ઓન્તે તનુ-કેરેત. અએવ તે બવાહિ યથ જામાસ્પો, ઉત આફ્રીનેમ્ કેરેનવાત્ યથ દંઘહેઉશ વીશ્તાસ્પાઈ.

સેવિશ્તો બવાહિ યથ મજદ્દાઓ; વેરેથ્રજાઓ યથ થ્રએત-ઓનો; અમવ યથ જામાસ્પો; અશ-વરેચાઓ યથ કવ ઉસ; પોઉરૂ-જિરો યથ અઓશ્નરો; જેનંઘહુતેમ બવાહી યથ તખ્મો ઉરૂપ. ખરેનંઘહુન્તેમ બવાહિ યથ યો યિમો ક્ષએતો હવાંથ્વો; હજંઘર-યઓક્ષત્યો બવાહિ યથ અજોઈશ દહાકાઈ અષ-દએન; ઉગ્રેમ્ અઓજીશ્તેમ્ બવાહી યથ કેરેસાસ્પેમ; હુધાઓંઘહેમ વ્યાખ્નેમ બવાહિ યથ ઉર્વાક્ષહે; શ્રીરેમ કેહ્રપેમ અનાસ્ત્રવનેમ બવાહિ યથ કવ સ્યાવર્શાનો, પોઉરૂ-ગો બવાહિ યથ આથ-વ્યાનોઈશ; પોઉરૂ-અસ્પેમ બવાહિ યથ પોઉરૂષસ્પેમ; અષવ બવાહિ યથ જરથુત્રો સ્પીતામો; રંઘહામ દૂરએ-પારાંમ બવાહિ યથ યો વક્રો નવાજો; ઉર્વથો બવાહિ યજતનાંમ યથ જરેનેમ મઘ્યાનાંમ.

જયાઓન્તે હચ વો દસ પુથ્ર. થ્રાયો બવાહિ યથ અથ-ઉરૂનો, થ્રાયો બવાહિ યથ રથએશ્તારહે, થ્રાયો બવાહિ યથ વાસ્ત્રયેહે ફ્સુયન્તો, અએવ તે બવાહિ યથ વિસ્તાસ્પાઈ, અઉ-ર્વત-અસ્પેમ બવાહિ યથ હ્વરે; રઓચિનવન્તેમ બવાહિ યથ માઓંઘહેમ; શ્રઓચિનવન્તેમ બવાહિ યથ આતરેમ; તિજિ-નવન્તેમ બવાહિ યથ મિથ્રેમ; હુરઓધેમ વેરેથ્રાજનેમ બવાહિ યથ સ્રઓષેમ અષીમ. અશહ્રએપેમ બવાહિ યથ રશ્નુશ; દુશમઇન્યુ-જથન્તેમ બવાહિ યથ વેરેથ્રધ્નેમ અહુરધાતેમ; પોઉરૂ-ખાથ્રેમ બવાહી યથ રામનો ખાસ્ત્રહે; અયસ્કેમ અમહ્રકેમ બવાહિ યથ કવ હુસ્રવ. પસ્ચ આફ્રીનેમ અઈપિ-જસાઇતિ વહિશ્તેમ અહુમ અષઓનાંમ રઓચંઘહેમ વીસ્પો-ખાથ્રેમ, અથ જમ્યાત યથ આફ્રીનામિ.

[ઉપલા અવસ્તાનો તરજુમો]

"જરથોસ્તે કેઆંની ગુસ્તાસ્પને આએ રીતે કહ્યું કે હું નેક દોઆનો કરનાર છઉં, અને તું મને કીર્તીઓ ચાહનાર છે. અએ પાદશાહ! હું તુંને સારી હાલતમાં જીંદગી ગુજારવાની, જુંજોગીં સાથે રેહવાની અને લાંબી હૈયાતી ભોગવવાની તથા તારા ખેશાવંદ મરદો, ઓરતો, અને ફરજંદોને કીર્તી સાથે જીવવા વિષેની દોઆ કરૂં છું. અને તેમજ તું પાદશાહ ગુશતાસ્પ ઉપર જામાસ્પ દોઆ કરે તે પણ તુંને આમીન થાઓ. તું મહા જ્ઞાનીની મીસાલે ફાએદેમંદ કાંમો કરનાર થજે. ફરેદુનની મીસાલે ફતેહમંદ થજે. જામાસ્પની મીસાલે હોનરમંદ થજે. કાઉશ જેવો દબદબા ભરેલો થજે. હોશંગની (હોશંગ) મોઆફેક અકલમંદ થજે. તેહમુરસ્પના જેવો એજમતી હથીઆર વાળો રહેજે. આલમના લોકોને નેકીથી રાખનાર (પાદશાહ) જમશેદની મીસાલે કીર્તીવાન રેહજે. બદતર દીનના ઝોહાકના જેવો ઉદયોગી થજે (યાને જોહાક જેમ બદ કાંમ કરવામાં ઘણો ઉદયોગી રહેતો હતો તેમ તું નેક કામ કરવામાં ઘણો ઉદયોગી થજે.) કેરશાસ્પની મોઆફેક ઘણો જોરાવર તથા ગાલેબ રહેજે. ઓરવાક્ષની મીસાલે દાનેશમંદ લોકોની મીજલસનો સરદાર રેહજે. કય સીઆવક્ષના જેવો નેક જાત તથા બેગુનાહ થજે, આથવીઆંનની મીસાલે ઘણાં ગોસ્પંદોનો સાહેબ થજે. પોરૂશસ્પની મીસાલે ઘણા ઘોડાઓનો રાખનાર થજે. જરથોસ્ત સ્પેતમાનના જેવો અશો થજે. રોશનદાર કીરણોની મોઆફેક દૂરના માર્ગમાં જલદીથી પોહચનાર થજે, આદમીઓને જેમ જર વંહાલું છે તેમ તું યજદ અમશાસ્પંદોને પ્યારો થજે, તુંને ઘણાઘણા ફરજંદોની વૃદ્ધિ હોજો, તુ અથોરનાન, રથેસ્તાર, અને વાસ્ત્રીઓશ લોકોની મીસાલે પરવર્શીને કરનાર થજે. તું ગુસ્તાસ્પને સર્વેથી સરસપણું હોજો, તું આફતાબના જેવી તેજ ચાલનો થજે. માહતાબના જેવો રોશન રેહજે (નેક કાંમ કરવા પછવાડે) આતશની મીસાલે બલતો રેહજે. સરોષની મીસાલે દરૂસ્ત અંદમનો તથા ફતેહમંદ થજે. રશનેરાસ્તની મીસાલે વાજબી ઇનસાફનો તોલનાર થજે. અહુરમજદના પેદા કીધેલા બેહેરામ યજદની મીસાલે દુસ્મનોને ટાલનાર થજે. સમ યજદનાં જેવો રાહત ભરેલો રેહજે. કેખુશરોના જેવો વગર દુઃખ અને ઇજાવાળો રેહજે. એપછે અશો લોકોનાં બુલંદ બેહેસ્તનું રોશન મકાંન તુંને મલો. આએ મારી સઘલી દોઆ તુંને આમીન થાઓ."

## પેગમ્બર જરથોશ્તને ગુશ્તાસ્પ પાદશાહની બીજલશના વિદ્વાનો સાથે પેહલે દહાડે થયલી તકરાર.

(પ્રથમ પાદશાહના) જમણા હાથપરની સફના એક વિદ્વાને જરથોશ્તની સાથે તકરાર ઉઠાવી તેમાં તે આજેજ થયો, અને સેવટે જરથોશ્તનાં બોલવાને તેણે કબુલ રાખ્યું, અને પોતાની ખુરસી ઉપર બેસવાનું માન તેણે જરથોશ્તને આપ્યું. ત્યારે બીજા એક ફીલસુફે (અશો જરથોશ્તની સાથે) પુરાતન એલમો વિષેની તકરાર ઉઠાવી, અને તેમાં ઘણીએક બાબતો તેણે કહી સંભલાવી. પણ આખર તેબી પોતાની તકરારમાં નિષ્ફળ થયો. એ પ્રમાણે અશો જરથોશ્તે પેલા આલેમ લોકોની ડાબી તથા જમણી બાજુએ બંધે સંફ ઉપર નજર કરીને તેઓ મધેના દરએક જણથી એક એક દાનાઈ ભરેલી વાત જાણવા માંગી, અને એઓ સાથે એક એક પછી તકરારો ચલાવીને સઘલી તકરારોમાં પોતે ફતેહ મેલવતો ગયો. એવી રીતે જમણી તથા ડાબી બારહુઓની દરએક સફ મધેના ત્રીસ ત્રીસ હોકમાઓને તકરારમાં અશો જરથોશ્તે કાએલ કીધા અને તે ફીલસુફોએ પોતાની ખુરસી ઉપરથી ઉઠીને તે પદવીએ બેસવાનું માંન તે પેગમ્બરને આપ્યું. પાદશાહ ગુશ્તાસ્પ જરથોશ્તની આવી રીતની વાતચીત સાંભળીને ઘણો અચરજ થયો. અને (ત્યાં હાજર થયલા) સઘલા ફીલસુફો ઘણા હેરાંન રહ્યા તથા અંદરખાનેથી તેઓ તુટેલા દીલના થયા, અને તકરારમાં તેઓ ઉપર નીપજેલી બીનાથી તેઓને ગેરત તથા ફીકર પૈદા થઈ. એ પછી શેહનશાહ ગુશ્તાસ્પે જરથોશ્તને પોતાની આગલ બોલાવીને બેસાડયો, અને તેને કેટલીએક હકીકત અને પુરાતન એલમોની બાબત પુછી તેનો જવાબ તેણે લાયક અને ઘટતી રીતે વાલ્યો. તેથી શેહેનશાહનું દીલ ઘણું ખુશ થયું, અને પોતાના પાદશાહી મેહેલની પડોશમાં જરથોશ્તને રહેવા સારૂં એક મકાંન આપ્યું. તે દીવસે સઘલા ફીલસુફો પાદશાહની હજુરમાંથી શરમીંદા પડીને પોતાના મકાંન ઉપર ગયા,

અને તેઓએ બીજે દહાડે પાદશાહી દરબારમાં આવીને પેલા દીન-દાર મરદની સાથે તકરાર કરી તેને પાદશાહની હજુરમાં રૂસવા કરવાની એક બીજા સાથે આખી રાત મશલત કીધી. પણ પાક યજદાં અશો જરથોશ્તને કેવે દરજ્જે પોંહોંચાડનાર છે તેની તે લોકોને ખબર હતી નહી. જ્યારે ખાલેસ દીલનો અશો જરથોસ્ત તે મીજલસમાંથી પોતાને ઘર ગયો ત્યારે તેણે પેલા હોકમાઓની ઉપર તકરારમાં મેલવેલી ફતેહ તથા તેનાં સઘલાં કામો સુધારવા વિષેની પાક દાદારની હજુરમાં શુકર ગુજારી કીધી, અને બાંમદાદ સુધીની સઘલી રાત પાક યજદાંની બંદગી તથા યાદમાં ગુજારી.

## જરથોશ્તને પાદશાહ ગુશતાસ્પની દરબારના વિદ્વાંનોની સાથે બીજે દહાડે થયલી તકરાર.

બીજે દીવસે, જ્યારે આસમાંન ઉપર ખોરશેદ તલુ થયો ત્યારે, પેલા વિદ્વાન લોકો પાદશાહી તખતની હજુરમાં આવ્યા અને પોતાના રાબેતા પ્રમાણે હારબંધ બેઠા. ત્યાં યજદાંનો મોકલેલો પાકીજેહ દાનાંઈનો પેગમ્બર અશો જરથોસ્તબી આવ્યો, અને તેઓ વચ્ચે બોહોસ તથા તકરારો ચાલવા લાગી. તે તકરારમાં પેગમ્બર જરથોશ્તની જબાંન તેજ તલવારની મીસાલે ચાલતી હતી, અને તે જે એલમની બાબત ઉપર તકરાર કરતો હતો તેમાં સો તરેહની દલીલ દાખલાઓ બતલાવીને પોતાનાં બોલવાની સાબેતી આપતો હતો. તેથી પેલા વિદ્વાંન હકીમો અશો જરથોશ્તની આગલ ફાડી ખાનારાં જાનવરો તરીકે થઈ પડયા હતા, અને તેઓ ઉપર તે (પેગમ્બર) શીંહ જાંનવરનો દરજ્જો ધરાવનાર થયો હતો. અને સેવટે તે સઘલા આલેમ લોકો ઉપર જરથોશ્તે ફ-તેહ મેલવી. જ્યારે પેલા વિદ્વાંનો તકરારમાં આજેજ થઈને પાછા રહ્યા, ત્યારે તેઓનાં દીલ અંદરથી ગમગીન થયાં અને તેઓએ જાણ્યું કે એ સઘલો ખેલ ખોદાએતાલાની કુદરતનો છે. એ પછી શેહનશાહ

ગુશ્તાસ્પે જરથોશ્તનો મરતબો વધાર્યો, અને તેની બેઠક પોતાનાં તખતની આગલ કીધી, તથા જરથોશ્તથી તેનું નામ, નીશાંણ તથા જન્મભૂમી અને તેનાં ખાંનદાંન તથા બુનીઆદ વિષે પુછપરછ કીધી. તેથી જરથોશ્તે પોતાનું નાંમ, જન્મભૂમી અને પોતાની બુનીઆદ પાદશાહને કહી સંભલાવી. ત્યાર પછી જરથોશ્તે પાદશાહને કહ્યું કે "આવતી કાલે અહુરમજદ રોજ છે, તે દીવસે આફ્તાબને તલુ થયા પછી આએ દરગાહ ખાતે સઘલા લશકરી અમલદારો અને સઘલા વિદ્વાનોને હાજર થવા વિષેનું તું ફરમાંન આપ કે તેઓ મધેથી જે કોઈની ખાહેશ મારી સાથે દાંનાઈ અને એલમની તકરાર કરવા વિષે હોય તેઓની દરએક પુરશેસ, પછી તે કોઈબી તરેહના એલમની હોય, તેનો ખુબીથી ઘટતી રીતે હું જવાબ વાલું, અને ત્યાર પછી જે કાંઇ દાવો હું ધરાઉં છઉં તેનો તુને પેગાંમ પોંહોંચાડું." જરથોશ્તથી એવા સુખનો સાંભલીને પાદશાહ ગુશ્તાસ્પે તે ઉપર સારી તરેહથી ધ્યાંન આપ્યું અને પાદશાહે પેલા સઘલા લોકોને બીજે દહાડે પાદશાહી દરબારમાં હાજર થવા વિષેનો હોકમ કીધો. આએ ઠરાવ થયા પછી પેલો પાક જાત પોતાનાં મકાનની તરફ આવ્યો અને ત્યાં તેણે આખી રાત વગર આસાએસ લેવે પાક યજદાંની શુકર ગુજારી તથા બંદગી કરવામાં ગુજારી. આએ તરફથી પાદશાહ ગુશ્તાસ્પની મીજલસના દાંનાવ હકીમો દરદ ભરેલાં અને દુઃખી દીલ સાથે પોતાના મકાંનની તરફ ગયા; તે વેલાએ તેઓએ એક બીજા સાથે એવો વિચાર કીધો કે એક બેગાંનો શખ્સ પાદશાહની દરબારમાં આવીને આએ રીતે આપણી હોરમત લે, અને આપણી મેલવેલી આબરૂનો નાશ કરે, તથા આપણા મધેથી અરધો અરધ વિદ્વાંનો તેઓની પદવીથી હેઠે ઉતરે અને આપણી સફમાં તે આગલ વધીને બેસે, એ આપણુને ઘણી શરમીંદગી તથા નાંમોશી ભરેલું છે. અને પાદશાહની આગલ આપણું વજન તથા મોભો ઘણો હલકો થઈ પડયો છે, એટલા વાસ્તે આપણુને લાયક છે કે આવતી કાલે પાદશાહની આગલ આપણુ એકદીલ તથા એક જબાંનથી રહીને

તેના સગલા બોલવાને રદ કરીએ અને તેની કીર્તીને ઝાંખ પોંહોંચાડીયે. એવી રીતનો બંદોબસ્ત કરીને તે સઘલાઓ પોતપોતાના મકાંન ઉપર ગયા, અને એ અંદેશામાં તેઓને આખી રાત ઉંઘ આવી નહી.

## પાદશાહ ગુશ્તાસ્પની દરબાર ખાતેના ફીલસુફોની સાથે પેગમ્બર જરથોશ્તને ત્રીજે દીવસે થયલી તકરાર.

ત્રીજે દીવસે આફતાબ તલુ થયા પછી શેહનશાહ ગુસ્તાશ્પની દરગાહમાં સઘલા લશકરી અમલદારો તથા (શહેરનાં) બીજા વિદ્વાનો અને પેલા એકસંપ થયલા હોકમાઓ આવીને હાજર થયા અને પાદશાહની હજુરમાં તેઓના દરજ્જા પ્રમાણે સફ ખેંચીને બેઠા, અને તે દબદબા ભરેલી પાદશાહી દરબારમાં મોબારક તોલનો જરથોશ્ત પણ આવીને હાજર થયો. અને પાદશાહની મીજલસનાં વિદ્વાનોના કાયદા મુજબ જવાબ વાળવા લાગ્યો. આ વેળાએ તે હકીમોએ પોતા વચે કરેલા સંપથી થોડોક વખત સુધી પોતાના પગ ખડા રાખ્યા અને કેટલીએક તદબીરો કામે લગાડી પણ આખેરસ તેઓનો ઠેરાવ વધારેવાર ટકી શકયો નહી, અને પેગમ્બર જરથોશ્તની તકરારમાં તેઓ રદ થયા. તેથી તેઓને પોતાની જગો તે અહસ્થને સપુરદ કરવાની ફરજ પડી.

[શાએર કહે છે કે—જુઠું હરગેજ તરતું નથી. અને સાચું બોલનાર શખ્સને હંમેશા જેબ મલે છે.]

---

## જરથોશ્તે પાદશાહ ગુશ્તાસ્પની હજુરમાં કરેલો પેગમ્બરી દાવો.

જયારે પેલા આલેમ લોકો મધેથી કોઇને જરથોશ્તની સામે તકરાર કરવાની હિમત રહી નહી ત્યારે અશો જરથોશ્ત તે સઘલા હોકમાઓથી આગલ બુજોર્ગી અને દબદબા સાથે બેઠા અને ગુશ્તાસ્પને કહેવા લાગ્યો કે—"અએ જેહાનના પાદશાહ ! પાક ખોદાએ-

તાલા કે જેનાં હોકમથી સાતે આસમાંનો તથા પૃથ્વી અને સેતારાઓ-ની ઉત્તપતી થઈ છે, જે સાહેબે પોતાના બંદાઓને જાન બખશ્યો છે અને તેઓ ઉપર બગેર આભાર કરવે તેઓની રોજી પોંહોંચાડે છે, જે ખોદાએતાલાએ નાબુદગીમાંથી તારી જાતને પેદા કરી તુંને વગર મેહનતે આએ પાદશાહી તાજ અને તખત બક્ષ્યું છે, અને તે સાહેબના હોકમથી તું આ દરજજે પોંહોંચ્યો છે, બીજા પાદશાહો તારી તાબેદારીમાં છે, અને સઘલા લોકો ઉપર તારો હોકમ ચાલે છે; વાસ્તે પાક ખોદાએતાલાની તરફથી તારી નજદીક હું પેગાંમ લાવ્યો છું." એટલું કહીને તે બુજાર્ગી ભરેલા શેહનશાહની હજુરમાં એક ગેલાફ મધેથી અવસ્તાની કેતાબ કહાડીને મેલી.

## પેગમ્બર જરથોશ્તે પાદશાહ ગુશ્તાસ્પને અવસ્તા વિષે કરેલી એલતેમાસ.

તેણે પાદશાહને કહ્યું કે "આ કેતાબનું ખાસ નામ અવસ્તા કરીને છે, તે આપીને પાક યજદાંએ મને આલમના લોકોની આગલ મોકલેલો છે. કે તેઓ એ મધે ફરમાવેલાં પાક દાદારનાં ફરમાનોથી વાકેફ થઈને તે મુજબ ચાલે, માટે તું એ અવસ્તાને શીખ તથા તે મધે ફરમાવેલા હોકમ મુજબ ચાલ, અને અમલ કર. જો તું તે ફરમાન પ્રમાણે ચાલશે તો તેથી તારૂં મકાન બુલંદ બેહસ્તમાં થશે અને જેમ આ દુનિયામાં તારૂં દીલ ખુશી ભરેલું છે તેમ તે બેહશ્તનાં મકાંનમાં પણ ખુશી તુંને મલશે. અને તું જો આ હોકમને નહી માંન આપશે તો તેથી તારૂં તાજ અને બુજોર્ગી ધુલમાં મલી જશે. માટે તે વાજબી ઈનસાફના સાહેબની શીખામણ ઉપર તું ધ્યાન આપ કે જેથી પેદાનો કરનાર સાહેબ તારી ઉપર આરજોદેહ નહી થાય અને તારી કીરતીને હાણી નહી પહોંચાડે તથા આખેરશ તારૂં મકાંન દોઝખમાં નહી થાય. એટલા વાસ્તે હવેથી તું મારા બોલવા ઉપર તારૂં ધ્યાન આપજે, અને કોઈબી બદકારના કહેવા મુજબ

કાંમ માં કરતો," ત્યારે જેહાંનના પાદશાહ ગુશ્તાસ્પે તે (પેગમ્બર) ને કહ્યું કે "આ બીનાની સાબેતીમાં તું શું મોજેજો બતલાવે છે ? જો તારો ચમત્કાર મોજેજો વાજબી હોય તો તે પ્રમાંણે ચાલવાને હું ઘટતું વિચારૂં, તથા આલમના લોકોને તારાં ફરમાનથી વાકેફ કરૂં, અને તારી ઉપર બેઇનસાફી નહી ગુજરવા દઉં." તેનો ઉત્તર અશો જરથોશ્તે એવી રીતે વાલ્યો કે " મારા બોલવાની સાબેતીમાં આએ ફરમાંનો જે હું લાવ્યો તે બસ છે, કેમકે પાક યજદાંએ મને ફરમાવેલું છે કે હવે પછી દુનીયાંની સપાટી ઉપર તું કોઈબી હેઆંનતી દેવને જાહેરમાં નહી જોશે. તેજ સાક્ષી પાદશાહ ગુશ્તાસ્પને ઘણી છે. માટે આ કેતાબ જે હું લાવ્યો છું તેની બેજમતથી દુનિયામાં સઘલા દેવો અને જાદુગરો છુપ્યા થશે* જયારે તું અવસ્તા અને તેના અર્થથી સારી તરેહથી વાકેફ થશે ત્યારે તુંને કોઈબી દલીલની હાજત રહેસે નહી. આ કેતાબમાં બંધે જેહાંન તથા સેતારાઓની ચાલનો જે કાંઇ એહેવાલ આવેલો છે તે ખરો અને સહી છે. એવું વર્ણન દુનિયાંમાં કોઈ શખ્સે જાહેર કે છુપી રીતે કરેલું નથી." (ત્યારે) પાક જાત પાદશાહે તે અવસ્તા પઢી દેખાડવા સારૂં અશો જરથોશ્તને ફરમાવ્યું, તેથી અશો જરથોશ્તે તેનો એક બાબ માએની સાથે પઢી દેખાડયો. આ વેળા જેમ એક નાંધલું અજ્ઞાન બાળક ગોહરની કીમત નહી સમજે, અને મોટું થયા પછી તેને ઘણું પ્યારૂં કરે, તથા એક નાવાકેફની આગલ વિદ્વાંન પુરૂષો એલમની વાતો કરે તેની કદર તે પહેલાં નહી જાણે પણ જયારે તે દાનાંઈથી વાકેફ થાય ત્યારે તેની કદરને તે સમજે, તેવી હાલત પાદશાહ અને પેગમ્બર વચ્ચે હતી. ગુશ્તાસ્પ (પાદશાહ) અવસ્તાની ખુબી સમજવાને દરજ્જે નહીં પોંહોંચેલો હતો તેથી તે (પાદશાહ)ને

---

*જુઓ યજશને, હા ૯, ફ. ૧૫—ન. દે. બી.

અવસ્તા તથા તેની માએની તરત વેળા પસંદ પડી નહી, એટલા વાસ્તે પાદશાહે અશો જરથોશ્તને કહ્યું કે "તુંએ જે (પેગમ્બરીનો) દાવો હમારા ઉપર કીધો છે તે ઘટતો છે, પણ તે ઉતાવળથી સરંજામ ઉતરશે નહીં. હું એ બાબતમાં પેહેલાં સારી તરેહથી ધ્યાન આપીને તે ઉપર પુરતો વિચાર કરૂં. એ અવસ્તાના કેટલાક બાબો તેના અર્થ સાથે હું શીખું, તથા તેની મતલબ કેવી છે તેને હું તપાસું, અને તે મતલબને તારા દાવાની સાથે સરખાવી જોઉં. જો એ દાવો અસલ મતલબની સાથે મલતો ઉતરશે તો હું એ કાંમ કબુલ રાખીને (અવસ્તાને દુનિયાંમાં) આશકારા કરીશ. માટે તું પોતાના શબેતા મુજબ દર બાંમદાદને વખતે ખુશી દીલથી આ દરગાહ મધે આવતો રેહજે, જે વેળા તું આવવા ચાહશે તે વેળા (આ મહેલનો) રસ્તો તારે સારૂં ખોહલો છે. તુંને જે ચીજ જોઈએ તે વિષે તું ફરમાવશે તો તરત તને મલશે." ત્યારે જરથોશ્તે (પાદશાહને) આ તરેહ કહ્યુ કે "અએ પાદશાહ! તુંને ઘટારત છે કે (એ વિષે) તારાં દીલમાં જે મોરાદ તથા ખાહેશ હોય તે મુજબ તું કાંમ કરે. જો તું પોતાનો શક દુર કરવા સારૂ મારાથી કાંઈબી મોજેજો ચાહશે તો તે બતલાવવાને હું હાજર છું." એટલું કહીને તે (પેગમ્બર) પોતાની જગ્યા ઉપરથી ઉઠયો, અને પાદશાહે તેને સારૂં મુકરર કરેલાં મકાન મધે ગયો, અને પાદશાહ ગુશતાસ્પની દરબાર ખાતેના વિદ્વાનો (તે દરબારમાંથી) દલગીર દીલ સાથે બહાર નીકલ્યા. તેઓ જરથોશ્તનાં કામથી ઘણી અચરતીમાં પડયા હતા. જરથોશ્તની કોશેશ આગલ તે લોકોનું કશું વલતું નહી હતું; અને જેહાંનના પાદશાહની નજદીક તેઓનું માન હલકું થઈ પડયું હતું. તે લોકોએ જરથોશ્તની જબાનથી જ્યારે પેગમ્બરી દલીલો જોઈ અને સાંભલી ત્યારે તેઓએ પોતાની સઘલી ડગાઈઓ વિષેની ઉમેદ કાપી (અને) કોઈબી તદબીરથી તેઓ તેને (જરથોશ્તને) મારી નાંખવાના ઉપાયો શોધવા લાગા.

## જરથોશ્તની ઉપર હોકમાં લોકોએ ઉલટી રીતે કાંમે લગાડેલી તદબીર.

આએ કારણ સર તેઓએ ઘણોક વિચાર કીધો, અને તેઓ મધેથી બે કાબેલ વિદ્વાનોએ એક બીજા સાથે મસલત કરીને સેવટે એક મક્કરભરેલી યુકિત શોધી કહાડી કે જે ચીજ અશો જરથોશ્તના જાનને હલાકી પોંહચાડે (યાને તેની પવિત્રાઈને ડાગ લગાડે) તેવી વસ્તુઓ સાથે તેનો સંબંધ બનલાવીને તે (અશો પેગમ્બર) ને રૂસવા કરે. આ નાપાક ટોળાનાં અણુઘટતાં કાંમની પાક દીલના જરથોશ્તને ખબર હતી. જરથોશ્ત જયારે પાદશાહ ગુશ્તાસ્પની નજદીક જવા સારૂ ઘરમાંથી બાહેર નીકલ્યો ત્યારે પોતાના મકાનની કુંચી પાદશાહી મકાનના દરબાંનને હવાલે કરીને ગયો. તે ખબર પેલા હોકમાઓને પડવાથી તેઓએ પેલા દરબાનને લાલચ આપીને તેની પાસેથી (જરથોશ્તનાં મકાનની) કુંચી ગુપ્ત રીતે લીધી અને તે દાંના લોકોએ છુપી રીતે દુનિયા મધેની નાપાક તથા પલીદ વસ્તુઓ જેવી કે મુવેલાં આદમીનાં હાડકાં તથા કુત્રાં અને બીલાડાંનાં માથાં તથા મુરદાર બાલ અને નસાની બીજી વસ્તુઓ એકઠી કરીને તેને જરથોશ્તના મકાંન મધે લઈ જઇ તેના તકીઆ તથા ગેલાફમાં મેલીને તે મકાંનનું બારણું પાછું બંધ કીધું અને તેની કુંચી પેલા નાપાક દરબાંનને હવાલે કીધી અને તે બીના કોઈને નહી જાહેર કરવા સારૂ તેની સાથે મજબુત બંદોબસ્ત કીધો.

---

## હોકમા લોકોએ જરથોશ્તની ઉપર મુકેલું તોહમત.

એ પછી પેલા વિદ્વાન હકીમો પાદશાહી દરબારમાં શેહનશાહનાં તખ્તની નજદીક આવ્યા. ત્યાં તેઓએ ગુશ્તાસ્પને જરથોશ્તની સાથે બેસી અવસ્તા તથા તેની માંએની ઉપર ધ્યાન આપીને તેના ખત તથા ભાષા વિષે અજબ થતાં જોયા. ત્યારે પેલા હકીમોએ કહ્યું કે "અએ પાદશાહ! આએ જંદ અવસ્તા તમામ જાદુઈ છે, અને આએ

મકાન કોણ છે તેને તું પાદશાહ નથી પીછાણતો. એ શખ્સ જાદુપરસ્ત છે. તેથી એ પોતાના અફસુન અને મક્કરથી તુંને તાબેદાર કરવા માંગે છે, અને પોતાની બોલીથી એણે તારાં દીલને ઉલટ ભરેલું કીધું છે, એ શખ્સ આખી રાત જાદુઇ કરે છે, અને ચાહે છે કે તુંને મજબુત રીતે હાથમાં લઈને દુનિયામાં ફેસાદ તથા રખનો ઉઠાવી તારી બુજોર્ગીને હેઠે નાંખે માટે એવા શખ્સના બોલવા ઉપર ભરૂશો રાખીને જાદુગરો દુનિયામાં તું નાં વધાર અને બને ત્યાં સુધી એની સાથે સંબંધનો રાખ, કેમકે એની છુપી વાતથી તું વાકેફ નથી. તારા અદલ ઈનસાફથી સઘલી આલમ સુખી અને આરાસ્તે છે તેમાં એ નાપાક મકાંન વાળા મરદના કહ્યાથી તું ફીતનો અને બેદરકારી નાં ઉભી કર. એથી તું આખરે પસ્તાશે અને તુંને ફીકર તથા દલગીરી ઉત્પન્ન થશે. તું હમારો પાદશાહ અને હમો તારા નેકખાહ બંદાઓ છૈએ, તેથી હમો જે કાંઈ વાજબી જાણીએ છીએ તે તુંને અરજ કરીએ છીએ, પછી તો તું પોતે મુખત્યાર છે."

આએ વાત સાંભલવાથી પાદશાહ ગુસ્તાસ્પને અંદેશો પેદા થયો. તે ઉપરાંત તેણે માણસોને હુકમ કીધો કે જરથોશ્તના મકાન ઉપર જઈને ત્યાં સારી રીતે શોધ કરે અને ત્યાંથી જે કાંઈ ચીજ તેઓને મલે તે પાદશાહની નજદીક લાવીને હાજર કરે. અશો જરથોશ્ત પોતે પોતાનાં કામથી નચીંત હતો, અને તેને આએ વાતથી કસી દલગીરી નહી ઉપજી હતી. તેણે પોતાના મકાંનની કુંચી (પાદશાહી) દરબાન પાસેથી લેવાને ફરમાવ્યું તે મુજબ માંણસોએ જરથોશ્તનાં મકાન મધે જઈને તેનો ખોરાક તથા પોશાક તથા બીછાણું, કેતાબો અને કપડાંની પેટીઓ તથા બીજો સામાન લાવીને પાદશાહની હજુર હાજર કીધો. તેને ખોલીને તપાસી જોતાં તે મધેથી આદમીનાં હાડકાં, નખ અને બીલાડાં તથા કુત્રાંના બે માથાં નીકલ્યાં.

## પેગમ્બર જરથોશ્તને બંદીખાને નાંખવા વિષેનો એહેવાલ.

તે સઘલી વસ્તુઓ પાદશાહની નજર આગલ મેલી. તે જોવાથી પાદશાહ ગુશ્તાસ્પને અચરતી પેદા થઈ. અને તેણે પેલી વસ્તુઓ પોતાના સઘલા વિદ્વાંન હકીમોને આગલ બોલાવીને દેખાડી, તથા તેઓની તરફ પોતાનો પ્યાર બતલાવ્યો, અને જરથોશ્તને ખરાબ શબ્દ ઓચરીને કેહવા લાગો કે "અએ રીમન! તું જાદુગર, મશ્કરખોરો, બદકાર તથા ખરાબ વિચારનો છે. આ સઘલી ખરાબ અને મુરદાર વસ્તુઓ જાદુગર લોકોનાં હથીઆર છે. અને તારૂં કાંમ જો જાદુઈનુ નહી હતે તો આએ વસ્તુઓ તારી પાસે રેહતે નહી. માંટે એ ઉપરથી સાબેત થાય છે કે તારાં દીલમાં પાક યજદાંનો કસો ડર તથા ધાસ્તી નથી." એવો બનાવ બનવા છતાં અશો જરથોશ્ત હીમતથી બેસી રહ્યો અને પેલી મુરદાર વસ્તુઓ ઉપર તેની નજર પડવાથી તે કમકમવા લાગો. તેણે ગુશ્તાસ્પને કહ્યું કે "અએ પાદશાહ! આએ કાંમ મારાથી બનેલું નથી. આએ વસ્તુઓ હું પોતે લાવ્યો નથી, તથા બીજા કોઈ પાસે મેં મંગાવી પણ નથી, તથા એવી વસ્તુઓ સાથે હું કોઇબી વખત રહેલો નથી. એ કાંમ મારા બદખાહ લોકોથી બનેલું છે, અને મારાં મકાન મધે આએ પલીદી ભરેલી ચીજો તેઓએ લાવીને નાંખેલી છે. માટે તું પાદશાહી દરબાનને બોલાવીને તેનાથી એ વિષેની ખબર મેલવ." ત્યારે ગુશ્તાસ્પે પેલા દરબાંનને બોલાવી મંગાવીને તેને પુછ્યું કે "જરથોશ્તનાં મકાંન મધે તું કયારે ગયો હતો તે વિષેનો ચોકસ હેવાલ તું મને કહે." ત્યારે દરબાને એવી રીતનો જવાબ દીધો કે "જરથોશ્તને ઘર મધેથી બહાર નીકલ્યા પછી તેનાં મકાંન મધે પવનનેબી દખલ મલી નથી." જ્યારે પેલી વાતને દરબાંનથી મજબુતી મલી ત્યારે પાદશાહે પોતાના કઠણ દીલથી જરથોશ્તને કહ્યું કે "અએ કમીનાં શખ્સ! તુંને ખંજર (વતી માંરવો) તથા સુલી (ચહડાવવો) સજાવાર છે. આ ખરાબ

વસ્તુઓ, જેને તું પોતે નજરે જોય છે, તે તારી પોતાની છે. તે વસ્તુઓ કોઇએ આસમાંન ઉપરથી તારા તકીયઃ તથા ગેલાફમાં છુપાવીને મેલી નથી." એટલું કહીને અવસ્તાની કેતાબને ઉડારી નાંખી અને જરથોશતને કેદ કરવા સારૂં ફરમાવ્યું અને હુકમ કીધો કે એ જાદુગરોનો મોટો સરદાર છે અને દુનિયાંને ખરાબ કરવા ચાહે છે, માંટે એને કેદખાનામાં લઇ જાય, અને હવે પછી કોઇ તેનાં બોલવા ઉપર ધ્યાંન નહી આપે. પાદશાહના હોકમથી તેજ વેળા તેને બંદીખાનામાં લઇ ગયા. પાદશાહનાં ફરમાનથી તેને સારૂં રાખેતા મુજબનું ખાણું પોંહોચાડવા સારૂ એક માંણુસ મુકરર કરયામાં આવેલું હતું તથા તે બંદીખાંનાંની ઉપર એક જણને ઉપરી રાખ્યામાં આવ્યો હતો. દર ત્રણ દીવસે પેલું માણુસ તેને સારૂં એક રોટી તથા પાંણીનો કુજો લાવતો હતો, પણ તે બુજોર્ગવાર કસી ચીજ ખાતો નહી હતો, અને રાત તથા દહાડો અવસ્તા પઢતો હતો. એવી રીતે અશો જરથોશ્તે સાત દહાડા કેદખાનામાં ગુજાર્યા.

---

## અસ્પે સીહાનો એહેવાલ.

આપણુને તવારીખથી આએ ખબર છે કે પાદશાહ ગુશ્તાસ્પના ઘોડાની પાએગાહમાં 'અસ્પે સીહા' નાંમનો એક ઘોડો હતો તેની ઉપર પાદશાહનો ઘણો પ્યાર હતો, અને ગુશ્તાસ્પ પોતે તે ઘોડા ઉપર સ્વાર થઇને લડાઈનાં મેદાનમાં પહાડની મીસાલે જતો હતો. તે ઘોડાની ચાલ પવનની મીસાલની (યાને ઘણી તેજ) હતી. જે વેળા ગુશ્તાસ્પ પોતાના હાથીના જેવાં કદથી તે ઘોડા ઉપર બેસતો તે વેળા તે ઘોડો એક અરૂશની મીસાલે ઘણી સુંદર ચાલથી ચાલતો હતો તથા બબર જાનવરની મીસાલે ગરદન ઉઠાવેલી રાખતો હતો અને મસ્ત વાઘની સાંમે બખારતો હતો, અને જે વેળા તે ઘોડો દોડવા ઉપર આવતો તે વેળા એટલો તો ઝડપથી દોડતો હતો કે તેના પગ (જમીન ઉપર) માલુમ નહી પડતા હતા. તે

ઘોડાને મોબારક ફાલ તરીકે ગણીને પાદશાહ ગુશ્તાસપ લડાઇનાં મેદાંનમાં જતી વખતે હંમેશ તે ઉપર સ્વારી કરતો હતો. જે વેળા તે ઘોડા ઉપર સ્વારી કરીને પાદશાહ લડાઇનાં મેદાનમાં જતો હતો તે સઘલી વેળા ફતેહ મેળવીને તે પાછો ફરતો હતો

એવો સબબ બન્યો કે એક દહાડે બાંમદાદને વખતે તે ઘોડાઓની ઉપર નગેહબાંની રાખનાર મરદે અસ્પે સીહાને વગર પગથી જમીન ઉપર પડેલો જોયો. તેના ચારે પગો તેના પેટમાં ઘુસી ગયલા હતા તેથી પાએગાહ આગલ મોટો પોકાર ઉઠયો અને પેલો ઘોડાઓનો ઉપરી મોટી ધાસ્તીમાં પડયો. તથા તેણે પાદશાહનાં તખત આગલ આવીને અસ્પે સીહાનો એહેવાલ કહી સંભલાવ્યો તેથી પાદશાહ ગમગીન થઈને કહેવા લાગો કે આએ બનાવ ઘણો અજાયબ જેવો છે.

---

## પેગમ્બર જરથોશ્તની તરફનો અસ્પે સીહા વિષેનો મોજેજો.

એ પછી પાદશાહે પોતાના ઘોડાઓની દવાઇ કરનારા હકીમોને તે ઘોડાનો ઇલાજ કરવા સારૂ પોતાની નજદીક બોલાવ્યા તેથી તે સઘલાઓ (પેલા ઘોડાની આગલ) આવીને એકઠા થયા; અને તેઓ એક બીજા સાથે હકીમાંની બાબતમાં વિચાર કરતાં કેહેવા લાગા કે આએ ઘણી અજાયબ જેવી બાબત છે, એવો બનાવ કોઇ વેળાએ બન્યો નથી. અને તેની દવા કરવાનું કામ કોઇબી હકીમને માથે ચોંહોટેલુ નથી. એવી કેટલીએક વાત કીધા પછી તેઓએ તરેહવાર દવા તથા ઇલાજે તે ઘોડા ઉપર કામે લગાડયા, પણ તેથી કસો ફાયદો હાંસલ થયો નહી જયારે પાદશાહે તે લોકોને લાઈલાજ થયલા જોયા ત્યારે તેનું દીલ પેલા ઘોડા વિષે ઘણું ફીકરમંદ થયું. અને તે નાખુશીને લીધે તે દીવસે પાદશાહે ખાણુંબી નહીં લીધું.

પાદશાહની દલગીરી સાથે તેનાં સઘલાં લશકરનું દીલ બેકરાર રહ્યું હતું. ને ઘોડાની પાએગાહ આગલ લોકોનો આંમદરફ્ત અતી ઘણી વધી પડી હતી તથા તે આખો દિવસ શહેરમાં એજ અફ્વા ચાલુ રહી હતી. પેલા બંદીખાનાં ખાતે બેગુનાહ અશો જરથોશ્ત ની આગળ તેનું રાબેતા પ્રમાણે ખાણું લઇ જનારો શખ્સ તે દહાડે સાંજ સુધી તેની આગલ ગયો તો નહી. તેથી સાંજની વેળાએ તે શખ્શ જરથોશ્તને સારૂં ખાવાનું લઈ આવ્યો. તેને અસુરે આવવાનો સબબ અશો જરથોશ્તે પુછયો, ત્યારે તેણે અસ્પે સીહાના ચારે પગો તેના પેટમાં ગરી જવાનો અને તે વિષે પાદશાહને નાખુશી ઉપજવાનો સઘલો એહેવાલ કહી સંભલાવ્યો. તે વાત સાંભલીને અશો જરથોશ્તે તેને કહ્યું કે "તું બામદાદને વખતે પાદશાહ ગુશ્તાસ્પ આગલ જઇને તેને મારી તરફ્થી એલતેમાસ કરીને કેહજે કે (જો તારો હોકમ હોય તો) હું આએ અંધારી જગોએથી બાહેર આવીને ઘોડાના ચારે પગોને બાહેર કાઢું અને તેને આરામ કરૂં તથા તેની ફીકરમાંથી તુંને મોકલો કરૂં." તે મુજબ બીજે દહાડે આસમાંન ઉપર આફ્તાબ તલુ થયા પછી પેલા શખ્સે આવીને પાદશાહને પેગમ્બરથી સાંભલેલો પેગાંમ આએ રીતે કહી સંભલાવ્યો કે—"જરથોશ્ત કહે છે કે ઘોડાને હું જોઉં અને તેના સઘલા પગોને બહાર કહાડું અને પાદશાહના દીલનો ગમ બરતરફ કરૂં." (એ સુખનો સાંભલીને) પાદશાહે તેજ વેળા જરથોશ્તને તે જગોએ લાવવા વિષે હુકમ કીધો, તેથી પેલા પરદેદારે આવીને એ ખુશખબરી અશો જરથોશ્તને કહી સંભલાવી, કે જેહાંનના પાદશાહે તુંને કેદખાનાંથી ખલાસ કીધો. ત્યાર પછી જરથોશ્ત બંદીખાંના મધેથી બહાર નીકલ્યો અને નાહવાની જગોએ ગયો, ત્યાં પોતાનું હાથ મોહો અને સઘલું બદન પાક પાંણીથી ધોઈ તથા પાક કરીને જલદીથી પાદશાહની આગલ આવ્યો. તે વેળા તેનાં ગોલાબનાં ફુલની બીસાતે ખીલેલા બંધે રૂખશારા તથા તેનો ઇબહમા બરેલો ચેહરો

અને તેની આતુરતાથી પાદશાહને દુઆ કરવાની મતલબ જોઈને પાદશાહને અચરતી પેદા થઈ, અને તેના દીલમાં વિચારો ઉતપંન થવા લાગ્યા. જરથોશ્તે આવતાં વાર ઘણીએક દુઆ કીધી. તેજ વેળા પાદશાહે તેને પોતાની પાસે બેસાડીને પેલા ઘોડાનો સઘળો અહેવાલ જાહેર કીધો, અને કહ્યું કે "તુંએ મારી નજદીક મોટો દાવો કીધો, પણ તેને સરંજામ નહીં પોંહોંચાડયો. માટે જો તું બેશક પેગમ્બર હોય તો આએ ઘોડાને આરામ કર. હું તારેથી જાણવા માંગું છું કે આ કામમાં તારી દાનાઇ કેવી રીતે પોહોંચે છે. એ ઘોડાના પગો શી રીતે બાહેર નીકળશે?" તે ઉપરથી અશો જરથોશ્તે તેને કહ્યું કે "અએ પાદશાહ! તું આએ કામને હલકું કરીને માં જાણ. જયારે તું ચાર કામો કરવાનો વગર શક રાખવે મારી સાથે કોલકરાર કરશે ત્યારે આ ઘોડાના ચાર પગો બહાર નીકળશે." પાદશાહે અશો જરથોશ્તને તે ચાર કામો વીશે પુછ્યું અને તે વિષેની કબુલાત કરવાને પોતાની મરજી બતલાવી. ત્યારે અશો જરથોશ્તે પાદશાહને તે ખોલાસો અસ્પે સીહાનાં સેરાંનાં આગળ કરવાને કહ્યું. તેથી તેઓ તેજ વેળા ઘોડાની પાએગાહ આગળ ગયા, જયાં પાદશાહના લશકરી અમલદારો હાજર થયલા હતા.

---

## પેગમ્બર જરથોશ્તે પાદશાહ ગુશ્તાસ્પથી ચાહેલી ચાર હાજતો તથા અસ્પે સીહાનો પેહેલો પગ બહાર નીકલવાનું બેઆન.

અશો જરથોશ્તે ઘોડાને જોયા પછી ગુશ્તાસ્પને કહ્યું કે "અએ ચાલાક પાદશાહ! પેલાં ચાર ઉમદા કામો મધેના પહેલાં કામ વિષે હું તુંને કહું છું તે ઉપર તું ધ્યાન આપ, અને તું બેશક જાણ કે હું વાજબી ઇન્સાફ કરનાર પાક ખોદાએતાલા, કે જે સાહેબે તારી સુરત બનાવીને તેમાં પાદશાહી ખવાસો મેલ્યા છે, તે સાહેબની તરફથી મોકલેલો પેગમ્બર છું. જો તારૂં દીલ તથા જબાન (આ વાતમાં)

બરાબર હશે તો તારી મોરાદ તુરત હાંસલ થશે. અને તેમાં જો ખામી હશે તો આપણી મહેનત ફોકટ જશે." અશો જરથોસ્તના એ બોલવાને પાદશાહે કબુલ રાખ્યું, અને પોતાનો ઠરાવ તેને કહી સંભળાવ્યો કે "તારી તરફથી આએ દાખલો મળ્યા પછી તારા હુકમ મુજબ હું બંદગીના કામો કરીશ, અને તારી દીન તથા કાયદાઓથી મારૂં સર નહી ફેરવીશ." (પેગમ્બર જરથોશતને) પાદશાહની સાથે આ ઉપલી વાતો થઈ તે વેળા ઘણુએક લોકો ત્યાં હાજર હવા, અને તેઓએ આ કામ પોતાની નજરે જોયું હતું. એ પછી તે યજદાં-પરસ્ત જરથોશતે પાક દાદારની હજુરમાં થોડોએક વખત દોઆ માંગીને પેલા ઘોડાના આગલા જમણા પગ આગળ પોતાનો હાથ ફેરવ્યો તેથી તે ઘોડાનો પગ તેજ વેળા બાહેર નીકળ્યો. તે(જોવા)થી પાદશાહને પુરતું એકીન આવ્યું, અને પાદશાહ તથા તેનાં સઘળાં લશકરનું દીલ ઘણું ખુશ થયું, અને તે સઘળા લોકો તે દીનદાર મરદની તારીફ તથા વખાણ કરવા લાગ્યા, અને (એ કામથી) અશો જરથોશતની બુજોર્ગીનો વધારો થયો.

———

## પેગમ્બર જરથોશતે પાદશાહથી બીજી મોરાદ ચાહી અને અસ્પે સીહાનો બીજો પગ બહાર નીકળ્યો.

જયારે પેલી ચાર હાજતો મધેની એક હાજત બર આવી (ત્યાર પછી) અશો જરથોશતે કહ્યું કે "અએ નેકનામ પાદશાહ! તું જમાંનાનાં નાંમવર પેહેલવાંન અસ્ફંદીયારને બોલાવીને તેને ફરમાવ કે તારી હજુરમાં તે શાહજાદો ખોદાની દીનનો ફેલાવો કરવા સારૂ તથા તે દીનના હુકમ મુજબ ચાલવા સારૂં અને પાક યજદાંની દુશ-મની રાખનારા લોકોને બુનબેખથી ઉખેડી નાંખવા વિષેનો મારી સાથે કોલકરાર કરે." તેથી પહેલવાન અસ્ફંદીયાર પોતાના બાપની આગળ આવ્યો, અને અશો જરથોશતના હાથમાં પોતાનો હાથ આપીને

તેની સાથે કરાર કીધો કે તે પેહલવાન પોતાના હાથ તથા તલવાર અને દીલ તથા જબાંનથી જરથોશ્તી દીનની મદદ તથા યારી કરશે, અને તેના હોકમથી જે કોઇ ઉલટો ચાલશે તેને સજા કરશે. એવી રીતે પાદશાહની હજુરમાં પેહલવાન અસ્ફંદીયાર સાથે કરાર થયા. પછી પેગમ્બર જરથોશ્તે પાક દાદારની હજુરમાં દુઆ માંગી, અને પાક યજદાંના હુકમથી પેલા ઘોડાનો પાછલો જમનો પગ બાહેર નીકળ્યો. તે બંધે પગો બાહેર નીકલવાથી પાદશાહ તથા બીજા દીનદાર લોકોએ અશો જરથોશ્ત ઉપર આફરીન કીધી.

---

## પેગમ્બર જરથોશ્તે પાદશાહથી ત્રીજી હાજત ચાહી અને અસ્પે સીહાનો ત્રીજો પગ બહાર નીકલ્યો.

એ પછી પેગમ્બર અશો જરથોશ્તે પાદશાહને એલતેમાસ કીધી કે "અએ મુલક અને તખ્તને જેબ આપનાર બેમીસાલ પાદશાહ ! એક એવા શખ્સને તું હુકમ કર કે તે મારી સાથે પાદશાહના મેહેલમાં આવે, તેની સાથે બાનુ કતાયુનની નજદીક જઇને હું તેને આએ પવિત્ર દીનની નસીહતો સમજાવીને તેને એ દીન કબુલ કરાવું." તેથી પાદશાહે પોતાનાં એક માણુસને અશો જરથોશ્ત સાથે આપ્યું તેની સાથે તે પેગમ્બર પાક યજદાંનું નાંમ યાદ કરીને પાદશાહી એવાંનના પરદામાં રાણીની નજદીક ગયો; ત્યાં અસ્ફંદીયારની માયને આ રીતે કહ્યું કે "અએ પાદશાહનાં તાજને જેબ આપનારી બાનું ! પાક યજદાંએ તુંને સર્વે ઓરતો ઉપર બુજોર્ગી આપી છે, અને સઘલી નેઆંમતો તુંને બક્ષી છે. તુંને શેહનશાહ ગુશતાસ્પ જેવો બુજોર્ગવાર ખાવંદ આપ્યો તથા તુંને અસ્ફંદીયાર જેવો બરતર બેટો બક્ષ્યો છે. માટે આ દુનિયામાં તારી સઘલી મોરાદો બર આવી છે, અને તેમજ આકેબત પેલી જેહાંનમાં પણ તુંને નેકી મલશે. મને ઇન્શાફનાં સાહેબ ખોદાએતાલાએ સઘલા કાયદા અને તરીકાઓથી વાકેફ કરીને પાદશાહની નજદીક મોકલ્યો છે, કે તે

સાહેબનાં હુકમ મુજબ દુનિયાંમાંથી અણઘટતી દીન તથા તરીકાઓનો નાશ કરી ખરી દીન અને વાજબી માર્ગ આલમના લોકોને હું જાહેર કરૂં. હમણાં બુઝોર્ગ પાદશાહ ગુશ્તાસ્પ તથા અસ્ફંદીયારે મારી તરફથી ઘણીએક શાક્ષીઓ જોઇને પોતાનાં ખરાં દીલ અને એકીનથી મારો હુકમ તથા ફરમાંનો કબુલ કીધાં છે, માટે, અએ બાંનુઓની બાંનુ! તુંનેબી ઘટારત છે કે તુંબી મારાં કામોને વગર શકનાં ગણીને તે ઉપર એકીન લાવે, અને તારાં ખરાં દીલથી ભલી દીન કબુલ કરીને તે ઉપર તું ઓસતવાર તથા કાયમ રહે, કેમકે ભલી દીનથી (માણસને) સારી આરાસ્તગી છે. જો તું મારા બોલવા ઉપર ધ્યાન આપીને સાચી નૈયત તથા સાચા સુખનોથી કામ કરશે તો બંધે જેહાંનમાં તારી સઘલી મોરાદો બર આવશે." ત્યારે પેલી પાક જાત ઓરતે (અશો જરથોશ્તને) આવી રીતનો જવાબ વાલ્યો કે "તારા સુખનો મને કબુલ છે. મેં તારાં ઘણાએક કામો વિષે સાંભળ્યું છે, તે કામો વિષે મારૂં મત ઘણું ઉચું છે. હું મારાં ખરાં દીલથી ભલી દીનને કબુલ કરૂં છું અને (તે મધે ફરમાવેલા) પાક યજદાંના હુકમ પ્રમાણે હું ચાલીશ." (પેગમ્બર) જરથોશ્તે આવી રીતનો જવાબ સાંભલીને તે ઓરત ઉપર આફ્રીન કીધી અને તેજ વેળા ત્યાંથી અસ્પે સીહાની નજદીક આવીને પાક યજદાંની દરગાહમાં દુઆ માંગી તેથી પેલા ઘોડાનો ત્રીજો પગ બહાર નીકલ્યો. આએ એહેવાલબી સઘલા લોકોએ પોતાની નજરે જોયો, અને તેથી પેગમ્બર જરથોશ્તની બુઝોર્ગીમાં વધારો થયો.

---

### પેગમ્બર અશો જરથોશ્તે પાદશાહથી ચોથી હાજત ચાહી અને અસ્પે સીહાનો ચોથો પગ બહાર નીકલ્યો અને ઘોડો હુશીયાર થયો.

એ પછી નેક દાનાઇના જરથોશ્તે ગુશ્તાસ્પને કહ્યું કે "અએ દેહનશાહ! હમણાં તુંને પેલા દરબાંનને બોલાવીને તેને ધમકી

આપી પુછવું જોઈએ કે પેલા મારાં મકાંનમાં કોણ ગયું હતું તથા આવી રીતનો (નજીસ) અસબાબ ત્યાં કોણ લઈ ગયું હતું, તથા તારી નજદીક મારી રૂસવાઈ કોણે કીધી હતી. જો તે ખરૂં બોલશે તો સઘલુ કામ દરૂસ્ત થશે. અને જો ખોટું બોલશે તો તારો ઘોડો નબળી હાલતમાં રેહશે." ત્યારે પાદશાહે હુકમ કીધો તેથી પેલી આદમીઓની મોટી ભીડમાં [થઈને] દરબાંન પાદશાહની આગલ આવીને હાજર થયો. તેને પાદશાહે ધમકીથી પુછયું કે "દીનદાર જરથોશ્તના મકાંન મધે કોણ ગયું હતું? તથા પેલી મુરદાર વસ્તુઓને ત્યાં કોણ લઇ ગયું હતું? અને એ મક્કર ભરેલું કાંમ કોણે કરયું હતું? જો તું આએ મારા સવાલનો ખરો જવાબ વાલશે તો તારી દીલગીરી મટી જશે. જો તું ખોટું અથવા કમોબેશ બોલશે તો આએ ભર મીજલસમાં તુરત વેળા હું તુંને કતલ કરાવીશ." પાદશાહથી આવા સુખનો જ્યારે પેલા દરબાને શાંભલ્યા ત્યારે રાસ્તી બોલ્યા વગર તેણે બીજો કોઇ ઈલાજ જોયો નહી. તેથી તેણે પાદશાહની આગલ નંમનતાઇ કરીને તેના ગુનાહની માફી માંગી. તે માફી પાદશાહે તેને બક્ષી ત્યારે તે દરબાને પેલા ફીલસુફોથી બનેલાં કાંમોનો સઘલો વીગતવાર એહેવાલ પાદશાહને જાહેર કીધો, અને કહ્યું કે "જે ફીલસુફોએ તેને લાલચ આપીને તેઓનાં કાંમોનો ભેદ જાહેર નહી પાડવા વીષે કબુલાત કીધી હતી, તેઓ તારી નજદીક ઘણો વગ ધરાવનારા તથા વીશ્વાસુ હતા, તેથી તેઓના કેહવાને નામંજુર કરવાની મને હીંમત રહી નહી, પણ હમણાં મને તું પાદશાહથી આસરો મલ્યો છે, માટે હું તેઓની કસી દરકાર રાખતો નથી." આ વાત સાંભલવાથી પાદશાહને જરથોશ્તી દીન વિષે કસો શક રહ્યો નહીં અને પાદશાહના હુકમથી (પેલા) ચારે ફીલસુફોને જીવતા ફાંસી ચઢાવ્યા. એ પછી પેગમ્બર જરથોશ્તે પાક ખોદાએતાલાની જનાબમાં શુકર ગુજારી કરીને દોઆ કીધી તેથી પેલા ઘોડાનો ચોથો પગ તેના પેટમાંથી બાહેર નીકલ્યો અને તુરત

વાઘની મીસાલે તે ઘોડો ઉઠીને ઉભો થયો. આએ વેળાએ તે અકલ-મંદ પાદશાહે તથા બીજા પેહલવાનોએ ઉઠીને બુજોર્ગી ભરેલા જરથોશ્તને પોતાનો ઘણોએક પ્યાર બતલાવ્યો અને તેની ઘણીએક વખાણ કીધી, તથા પાદશાહે અશો જરથોશ્તને ઘણીએક ઇજત અને માંન સાથે પોતાનાં તખ્તની આગલ બેસાડયો, અને અશો જરથોશ્તને પાદશાહની તરફથી પોહોંચેલી તસદી તથા ઇજા વિષે પાદશાહે તેની પાશે માફી માંગી, તે અશો જરથોશ્તે કબુલ રાખી. પાદશાહે જરથોશ્તને તેનો સઘલો સામાંન પાછો હવાલે કીધો તેથી પેગમ્બરનું દીલ ઘણું ખુશ થયું.

[શાએર કહે છે કે—બુજોર્ગ ખોદાએતાલા આવી રીતનો કારસાજ છે. માટે તેને તું પોતાનો બુજોર્ગ રેહનુમાં તરીકે ગણજે. તે સાહેબને રાસ્તી સીવાય બીજું કાંઇ પસંદ નથી. તેની નજદીક જુઠાણાને કસું વજન નથી. તે પોતાની મરજી મુજબ સર્વે કામો કરવાને શકતીવાન છે. તેની વચે કોઇને કસી ચુનોચરા કરવાની મકદુર નથી. તે સાહેબ લાખો માંણસોની ફોજ ધરાવનાર બુજોર્ગ મરતબાવાળા પુરૂષને તેના બુલંદ મરતબા ઉપરથી એવી રીતે હેઠે નાંખે છે કે તેનો બચાવ કોઇથી થઇ શકતો નથી. તે આપણો ખાવંદ અને આપણે તેના તાબેદાર છીએ. તે સાહેબ જે કાંમો કરે છે તે સઘલાં વાજબી અને ઘટતા છે, માટે તેના કરેલાં ઉપર તુંને રાજી રેહવું સજાવાર છે.]

---

## પાદશાહ ગુશ્તાસ્પે પેગમ્બર જરથોશ્તથી ચાહેલો બીજો મોજેજો.

પાદશાહ (ગુશ્તાસ્પે) અશો જરથોશ્તની સાથે કોલકરાર કરીને તેની દીન કબુલ કીધા પછી તેની તરફ ઘણાજ પ્યારથી જોવા લાગો તથા તેને ઘણું માન આપવા લાગો, અને પેગમ્બર જરથોશ્તના હુકમ મુજબ ચાલવા લાગો, તથા તેનાં ફરમાંન ઉપર ઘણું ધ્યાન આપવા લાગો. અને સઘલા ધારા અને કાયદાઓ તે અશો પેગમ્બરથી કબુલ કરીને તે ઉપર અમલ કરવા લાગો. એક દીવસે

આફતાબ તલુ થયા પછી અશો જરથોશ્ત પાંદશાહની દરબારમાં આવીને પાદશાહી તખ્તની આગલ બેઠો, તે વેળા તેની સાથે પાદશાહે એક કલાક સુધી વાતચીત કીધા પછી તેને કહ્યું કે "અએ નાંમવર સંપુર્ણ વિચારના પેગમ્બર! પાક યજદાંની નજદીક મારી મોરાદ છે, તે મોરાદો જો તું પાક દાદાર પાસે માંગે, અને તેમાં ખોદાએતાલા મને ફત્તેહ આપે તો, ચોકસ તે તારો તથા ભલી દીનનો મોજેજો ગણાશે, અને તારી વખાંણમાં વધારો થશે." ત્યારે અશો જરથોશ્તે તે ચાર મોરાદ પાક યજદાં પાસે માંગવી તેને ઘટતી છે કે નહીં તે વિષેનો વિચાર જાહેર કરવા સારૂં પાદશાહથી તેની મતલબ જાણવા માગી. ત્યારે પાદશાહે તેને કહ્યું કે "અએ બુજોર્ગી ભરેલા મરદ! હું કહું છું તે તું સાંભળ. જે મોરાદો તારી મારફતે (પાક દાદારથી) હું ચાહું છું તે મધેની પેહેલી મોરાદ એ છે કે (આ દુનિયાંથી ગુજર કીધા પછી આવતી જેહાંનમાં) આખેરશ મારૂં મકાંન કેવું છે તે મને (આગમચથી) માલમ પડે. બીજી મોરાદ એ છે કે દીનનો ફેલાવો કરવામાં મને ઘણીએક લડાઇ કરવી પડશે, માટે મારૂં શરીર એવું બને કે દુશમનોના જખમથી મને ધાસતી રહે નહીં, તથા હથીઆરનો જખમ લાગુ પડે નહીં. ત્રીજી મોરાદ એ છે કે દુનિયાંમાં જે કાંઈ નેક તથા બદ થયું અને થશે તેની સઘલી કેફીઅતથી હું વાકેફ રહું. ચોથી મોરાદ એ છે કે રસતાખેજના વખત સુધી મારૂં રવાન તનથી જુદું નહી પડે (એટલે કેયાંમત વેર હું જીવતો રહું.)"

પેગમ્બર જરથોશ્તે પાદશાહની વાત સાંભલીને તેને કહ્યું કે "અએ પાદશાહ! ખોદાએતાલા આએ ચારે મોરાદ એકજ ધણીને નહી બક્ષેશ કરશે. માટે તું એ ચારમાંની એક મોરાદને પસંદ કર અને બીજી ત્રણ મોરાદો ત્રણ જુદા જુદા ગ્રહસ્થોને સારૂ માંગ, કે હું તે પ્રમાણે પાક દાદારની પાસે ચાહું, અને તે કુદરતનો સાહેબ એ આશ માંગવાને કબુલ રાખશે." ત્યારે પાદશાહે (અશો જરથો-

શતને ) કહ્યું કે " બેહેશતનું બુલંદ મકાન તથા તે મધે મારી જગો તથા મકાંન કેવું છે, અને ત્યાં મને કેવો દરજ્જો મલશે તે હું ખુલ્લી રીતે જોઉં; તથા પેશોતન બેમર્ગ થાય; તથા જુવાન અસ્ફંદીયારનું શરીર કાંસાંનાં જેવું (સખત) બને, અને મારો વજીર તથા ખેશ જામાસ્પ હકીમ સઘલી બનવાની વાતો જાણનારો થાય." પાંદશાહની આએ મોરાદો પાક યજદાંથી ચાહુવાની પેગમ્મર જરથોસ્તે તેને કબુલાત આપી. જયારે આફતાબ આથમણુ દીસાએ ગોરબ થયો અને સાંજ પડી ત્યારે, અશો જરથોશ્ત તે જગ્યાથી પોતાના મકાનની તરફ ગયો ત્યાં પાક દાદારની બંદગી તથા એબાદત કરવાનાં કામમાં મશગુલ થયો, અને તે મોરાદના બક્ષનાર સાહેબથી પેલી પાદશાહે માંગેલી ચાર હાજતો ચાહુવા લાગ્યો. અશો જરથોશ્તને તે બંદગી કરતાં ખોઆબ થયો, અને તે ખોઆબમાં પાક ખોદાએતાલાએ તે અશો પેગમ્બરે ચાહેલી મોરાદો બક્ષવા વિષેની તેને ચેતવણી આપી.

---

## પાદશાહ ગુશ્તાસ્પની નજદીક બહમન તથા અર્દીબેહસ્ત અમશાસ્પંદ તથા આદર ખોરદાદ અને આદર ગુશસ્પ ફરેશ્તાઓનું આવણું.

જયારે બાંમદાદનો વખત થયો અને ઉગમણની તરફથી આફતાબ તલુ થયો ત્યારે પાદશાહ ગુશ્તાસ્પ પોતાનાં માથાં ઉપર સુનાનું જડાવદાર તાજ મેલીને પાદશાહી તખ્ત ઉપર બેઠો, અને (પેગમ્બર) જરથોશ્ત પણ આવીને પાદશાહ ઉપર દોઆ કરીને પોતાના બુજોર્ગી ભરેલા તખ્ત ઉપર બેઠો, તેને થોડો વખત નહી થયો એટલામાં પાદશાહના દરબાંને આવીને તે શેહેનશાહને અરજ કરીને કહ્યું કે "દરવાજા આગલ ચાર સવારો સઘલાં હથીઆર સાથે બખ્તર પહેરેલા ઘણા કદાવર એકાએક આવીને ઉભા છે. પાક યજદાંનાં નુર તથા લડાઈનાં કસમથી હું કહું છું કે તેના (દગાબાજા ભરેલા) સવારો મેં કોઇ જોયા

જોયા નથી. તેઓને જોતાંજ મને ધાસ્તી પેદા થઇ, અને હું તરત આ મકાંનમાં આવ્યો છું." ત્યારે પાદશાહ અશો જરથોશ્તને પુછવા લાગ્યો કે તેઓ કોણ હશે. એટલામાં પેલા ચારે સવારો પહાડની મીસાલે તમાંમ લીલો પોશાક તથા સઘલાં હથીઆરો અને ચલકાટ તથા રોબ અને દબદબા સાથે ઉઠાવેલા નેજાથી પાદશાહની આગલ આવીને ઉભા. તેઓમાં (એક) બહમન અમશાસ્પંદ તથા (બીજો) અર્દીબેહશ્ત અમશાસ્પંદ તથા (ત્રીજો) આદર ખોરદાદ અને (ચોથો) આદર ગુશસ્પ કરીને હતા, અને પાક દાદારે બેહેશ્તના મકાંનની તરફથી તેઓને મોકલેલા હતા. તેઓએ પાદશાહ ગુશ્તાસ્પને કહ્યું કે "હમો ચારે જણ પાક યજદાંની તરફથી પેગાંમ પોંહોંચાડનાર તરીકે તારી આગલ આવ્યા છૈયે. તે સાહેબે તુંને કેહેવાડયું છે કે મેં જરથોશ્તને મારી તરફથી પેગમ્બર તરીકે મોકલેલો છે, અને સઘલી ખલકને તેનાં હોકમ પ્રમાણે ચાલવાને ફરમાવેલું છે, માટે તેને તું ઘણી સારી રીતે રાખજે, તેની તરફ કોઈબી રીતે ધીક્કારની નજરથી જોતો માં, તેનેથી ભલી દીનને તું કબુલ કરી તેના કાયદા કાનુન પ્રમાણે ચાલજે, અને તે (પેગમ્બર) તુંને જે કાંઈ ફરમાવે તેની ઉપર તું સારી તરેહથી ધ્યાન આપજે, કે તારાં રવાંનને દોઝખની ઈજા નહી ભોગવવી પડે, જરથોશ્તને વારેવાર તસ્દી આપી તારી જાતને તકસીરવાર માં કર. તેનેથી તારી મોરાદો હાંસલ થયા પછી તેના હુકમને તાબે રેહજે." તે ફરેશ્તાઓથી આએ વાતો સાંભલીને ખોદાઈ હેબતથી પાદશાહ ગુશ્તાસ્પની અક્કલ તથા હુશીઆરી ગુમ થઇ ગઈ, તથા તેની જબાન બંધ પડી, અને તે બેહોશ થઈને તખ્ત ઉપર પડી ગયો. થોડેક વખતે તેને હુશીયારી આવ્યા પછી તે કેહેવા લાગો કે "અએ પાક પરવરદેગાર! હું તારા સઘલા બંદાઓમાં ઘણો કમતર બંદો છઉં, અને મેં તારા ફરમાન ઉપર કંમર બાંધેલી છે." આ જવાબ સાંભલીને પેલા સવારો તુરત પાછા ફર્યા.*

*ઉપર જાહેર કરેલા ચાર ફરેશ્તાઓ પાક ખોદાએતાલાનો તરફથી પાદશાહ ગુશ્તાસ્પ ઉપર જે પેગાંમ લાવ્યા હતા તે વિષેના મોજેજાનું બયાન દીનકર્દ કેતાબનાં સાનમાં દફતર મધ્યે આવેલું છે. અને એ નનંદાંમાં બે પારગ્રફ દે

આ વેળાએ પાદશાહના તખ્તની આગલ સઘલા લશકરી અમલદારો-ની ઠઠ મલેલી હુતી તેને આ બનાવથી ઘણી અચરતી પેદા થઈ હુતી. અને તેઓના દીલમાં ધારતી તથા થથરાટ પેદા થયો હુતો. પાદશાહ ગુશતાસ્પ પોતાનાં તખ્ત ઉપરથી ઉઠીને પેગમ્બર જરથોશ્તની આગળ આવી તેની પાસે ઓજરખાહી કરીને કેહેવા લાગો કે "મેં મારા (પ્યારા) જાનને તારાં ફરમાંન તળે સોંફેલો છે, અને તારા હોકમને હું પાક ખોદાએતાલાના હોકમ તરીકે ગણું છું, તથા તે સાહેબના હુકમથી મારો માલ, તન, અને જાન તારી ઉપર ફીદા છે!" ત્યારે પેગમ્બરે તે પાદશાહને કહ્યું કે તું કસી ફીકર માં કર. પાક યજદાં પાસે તારી મોરાદો મેં ચાહી છે, અને તે મોરાદો બક્ષવાને તે સાહેબે કબુલ રાખ્યું છે, તે વિષે હું તુંને ખુશ ખબરી આપું છું."*

---

## પેગમ્બર અશો જરથોશ્તે દરૂન ઇંજીને તેથી બતાવેલા ચાર મોજેજા.

(એ પછી) અશો જરથોશ્તે એક બાજ ઇંજવાની તૈયારી કરાવી અને તે બાજના દરૂનની આગલ ચાર વસ્તુ મેલી, તેમાં શરાબ, † ફુલ, દુધ, અને એક દાડમ હતું. તે બુજોર્ગ પેગમ્બરે અવસ્તાના કલાંમો પઢીને તે વસ્તુઓને ઇંજી, અને તેજ ઇંજેલી વસ્તુઓ મંધે

---

મોજેજાની સાક્ષી "શરોશ હાદોખ્ત" નાં પાક અવસ્તા મધે પણ જોવામાં આવે છે તે વાંચનારની વાકેફગારીને સારૂ હેઠલ ટાંકી દેખાડયામાં આવી છેઃ—

[ "સરોશ હાદોખ્ત"ના અવસ્તા ]

**અવાન અમેશાસ્પેન્ત અવી હ્પ્તોકર્ષ વઇરીમ જાંમ યો દએનાં હીસો દગેનયાઓ અહ્રાઇ દએનામ દએસયાત અહુરો મજદાઓ અપવ.**

[ઉપલા અવસ્તાનો તરજુમો.]

"જે દીનનો દેખાડનાર દીનદાર (પાદશાહ ગુશતાસ્પ) તેને અશો અહુરમજદે બતલાવેલી દીનને સારૂ પૃથ્વિ ઉપર અમશાસ્પંદો આવ્યા (હતા.)"—**તરજુમો કરનાર.**

*ગુશતાસ્પની દરબારમાં અમશાસ્પંદો અને ફરેશતાઓનું "**સવાર**" ના રૂપમાં હાજર થવું આપણને તે જમાનામાં લઇ જાય છે કે જ્યારે ઉંચા દરજાના ફરેશતાઓ આદમ જાતની સાથ વેહેવારમાં હુતા.—ન. ફ. બી.

† આ "શરાબ" આજે વપરાતા મદ્ડાં, બ્રાન્ડી, જીન, બેવડો, વીસ્કી, ઇંત્યાદી સમજનો નહી; તે કોઇ જાતનો રસ હોય.—ન. ફ. બી.

થી પાદશાહને "દારૂ" પીવા સારૂ ફરમાવ્યો. તે પીધાથી પાદશાહ તુરત સુઈ ગયો, અને ત્રણ દહાડા સુધી તેજ હાલતમાં તે રહ્યો, અને તે યજદાં પરસ્ત પાદશાહનું રૂહ મીનોઇ આલમની તરફ ગયું ત્યાં તેણે સઘલા નેક તથા અશોલોકોનો દરજ્જો તથા તેઓનાં સઘલી ખુબી સાથના મકાનો અને તે વગેરે બીજી ઘણીએક અચરતી ભરેલી ચીજો પોતાની નજરે જોઇ, અને તેનું પોતાનું મકાન ત્યાં કેવી તરેહનું છે તે પણ તેણે જોયું. પેગમ્બર જરથોશ્તે પેલું ઇજેલું દુધ પેશોતનને આપ્યું તે પીધાથી તે શાહજાદો બેમર્ગી પામ્યો અને પેલું ઇજેલું પુલ જામાસ્પને આપ્યું તે (સુંઘ્યાથી) તે સઘલા એલમોથી વાકેફગાર થયો તથા રસ્તાખેજના વખત સુધી બનવાના સઘલા એહવાલો તેની નજર આગલ ખુલ્લા થઇ પડયા [તે હસ્વેસ્પ આગાહ થયો]. એ પછી પેલું ઇજેલુ દાડમ પેગમ્બરે અસફંદીયારને આપ્યું તે ખાધાથી તે પેહેલવાનનું બદન કાંસાંનાં જેવું સખત બન્યું. જે ઉપર કોઇબી હથીઆરનો જખમ અસર કરી શકતો નહી હતો. * એટલાજ ઉપરથી એને સર્વે કોઇ "રોઇનતન અસફંદીઆર" ને નાંમે બોલતા હતા.

હવે જ્યારે પાદશાહ ગુશ્તાસ્પ પેલા ખોવાબથી બીદાર થયો ત્યારે પોતાનું સર ખાક ઉપર મેલીને કુદરતના સાહેબ પાક દાદારની સેતાએશ કરીને કેહવા લાગો કે "અએ રેહેનુમાઇના કરનાર પાક યજદાં! ખરો અને બેમીસાલ પાદશાહ તું પોતે છે. તારી પાદશાહીને કદી જવાલ નથી. માટે તું બંધે જેહાંનમાં મારી ફરીયાદે પોહોંચનાર તથા મને રસ્તો બતલાવનાર થજે." એ પછી પાદશાહે પોતે જોયલો સઘલો એહેવાલ (પેગમ્બર) જરથોશ્તની આગલ કહી સંભલાવ્યો, અને સઘલાઓને તે (પેગમ્બર)થી ભલી દીન કબુલ કરવા સારૂં તેણે ફરમાવ્યું. ત્યાર પછી પાદશાહે તખ્ત ઉપર બેસીને અવસ્તા તથા તેના અર્થોથી તેને પુરતી રીતે વાકેફ કરવા સારૂં અશો જરથો-

* આ મોજેજાનું બ્યાનબી દીનકર્દ કેતાબના સાતમા દફતર મધે આવેલું છે—તરજુમો કરનાર

શ્તને એલતેમાસ કીધી, અને તે પેગમ્બરને કહ્યું કે "હું તે અવસ્તા ઉપર પુરતો વિશ્વાસ રાખું છું." તે ઉપરથી અશો જરથોશ્તને ખુશી ઉપજી. અને તેણે તેજ વેળા પાક યજદાંનુ નામ યાદ કરીને અવસ્તાનાં દફતરને ઉપાડી તે મધેથી કેટલીએક ફસલો પાદશાહ ગુશ્તાસ્પ આગલ તેના અર્થ સાથે વાંચી સંભલાવી, તે અવસ્તાના કલાંમો તથા તેમાં જાહેર કરેલી ખુબી ભરેલી મતલબ સાંભલવાથી બદકાર લોકોએ ઘણી હાર ખાધી, અને તેઓ નહાસીને જમીનમાં છુપ્યા થયા.*..

એ પછી પેગમ્બર જરથોશ્તે નાંમવર શહેનશાહ (ગુશતાસ્પ) ને આતશખાંનાંઓ બનાવવા સારૂં કહ્યું. તેથી તે પાદશાહે હુકમ કીધો અને દરએક ઠેકાણે ગુમ્બજ સાથનાં આતશખાંનાઓ બાંધવામાં આવ્યાં તથા તે આતશખાનાના ગુમ્બજો ઉપર મોટી દોલતનો ખરચ કરીને તેને ઘણાં કીમતી અને જેબદાર કીધાં, અને તે ગુમ્બજમાં ઉંચા તખ્ત ઉપર આતશોને તખ્તનશીન કર્યામાં આવ્યા અને નેક દેયાનતના પાક દીલના મોબેદો તથા હેરબદોને તેઓની જાલવણી તથા મહાફેજતને વાસ્તે દરએક આતશખાનાં ખાતે મુકરર કર્યામાં આવ્યા અને તે મોબેદોના તથા આતશ ખાનાંઓનાં ખરચને કીજે જાગીરો મુકરર કરવામાં આવી. આ સઘલુ કાંમ દરૂસ્ત થયાથી પેલા યજદાંપરસ્ત મરદ (યાને પેગમ્બર)નુ દીલ ખુશ થયું, અને તેનાં દીલમાંથી બદકાર લોકોની ફીકર મટી ગઈ.

**શરેહ**—શેહનશાહ ગુસ્તાસ્પે પેગમ્બર અશો જરથોશ્તથી મજદીયસની દીન કબુલ કીધા પછી તે પાદશાહની હેયાતીમાં ૫૭ વર્ષ પૃથ્વિના મોટા ભાગ ઉપર ભલી દીનનો ફેલાવો કીધો હતો. તે વિષે દિનકર્દ કેતાબનાં પાંચમાં તથા સાતમાં દફતર મધે નીચે લખી જણાવ્યા પ્રમાણેનો ખોલાસો આવેલો છે:—

* જુઓ યજશ્ને, હા ૯ ગો. ફ. ૧૫ મો—ન ૪ મી.

[ દીનકર્દ કેતાબની અસલ પેહલવી એબારત. ]

**અપોક હુના પઈતાક આફ્રિગ પવન પંજો હફ્‌ત શનત મેન પતીશોફ્‌તેન ઈ ઝરતુશત દીન ફ્રરાઝ બરા રસશની દીન પવન હફ્‌ત કીશવર પઈતાક બઈન ઝીંદગી ઈ વીશતાસ્પ અઈતુની પઈતાકીહસ્ત પવન મીત્રો મેન કીશવર પવન દીન ખાહીશની વન ફ્રરશુશતરે હોબાને ચીગુન દીન યમતલુનેત આફ્રિગ હુ મવન અઈહુન શમ યહવુનદ સ્પનદીયાત વ અરજાસ્પ મવન તચીત હોમનદ પવન ખેરદ ખાહીશની મદમ અવો ફ્રરશુશતર ઈ હુબાને.**

**આખેરજ શમીહા કએ વીશતાસ્પ બીમે દીન પઈત્યારક હાનજ યત્રુનત વ હાન મેન શઈએ દીન રૂબાકીનીતારી અગીન મકદલુનત હમતશ ખદીતુનત રબા ગદમન રાઝ કાદમન ઝરીર સ્પનદીયાત વ ફ્રરશુષતર વ જામાસ્પ વ ચંદ કીશવરીક મસ વ પઇનાક હુ કુનશનીહાન વાસપુહલગાન અનશુતા ઝકે હોરમઝદ વ હુમાનેસપંદાન કામ વ આવા યશની કી દામાન અએ વઝીરશનીક રબાક દીની.**

[ઉપલી પેહલવી એબારતનો તરજુમો]

"એક બીના આએ રીતે જાહેર કર્યામાં આવેલી છે કે (પાદશાહ) ગુસ્તાસ્પે જરતોસ્તથી દીન કબુલ કર્યા પછી તે (પાદશાહ) ની હૈયાતીમાં ૫૭ વર્ષની મુદતે હફ્‌તકેસ્વર (જમીન) ઉપર ભલી દીનનો ફેલાવો થયો હતો. અને જેમ દીન મધે(યાને અવસ્તામાં) એ રેવેશે આવેલું છે કે શેહરોમાં દીનને જાહેર કરવા સારૂ જતી વખતે અસ્પંદીઆર તથા અરજાસ્પ એ બંને નામદાર શખશો હમુબના એટા ફ્રરશોસ્તરની આગળ ધર્મની કેળવણી લેશે તે મુજબ તેઓએ તે દીનની વાકેફગારી ફ્રરશોસ્તરથી મેલવી હતી.

"બુજોર્ગ પાદશાહ ગુસ્તાસ્પે (દીન કબુલ કીધા) પછી તે દીનને કોઇથી ખલલ નહી પોંહોંચે એવો નેક વિચાર રાખીને (દુનિયાંમાં) દીનનો ફેલાવો કરવા તથા તેનો રેવાજ ચાલુ રાખવા સારૂ તેણે જરીર તથા અસ્ફંદીઆર તથા ફ્રરશોસ્તર તથા જામાસ્પ અને શેહેરના કેટલાએક દરજ્જા તથા વગવાળા બુજોર્ગોને દીનની સઘલી બારીકીથી વાકેફગાર તથા લાયક જાણીને મુકરર કીધા, અને તે પાદશાહી કુટુંબના લોકોએ અહુરમઝદ તથા અમશાસ્પંદોની મોરાદ મુજબ આલમના લોકોમાં ઘણી સલુકાઇથી દીનનો ફેલાવો કરીને તેના હોકમોને રેવાજ આપ્યો."

વાંચનારને જાણવું જોઇયે કે આપણી ભલી મજદીયસ્ની દીનનો ઇરાંનના મુલકમાં ફેલાવો થયો તે વિષેની ખબર યુનાન તથા હિંદુસ્તાનના દેશોમાં પ્રસિદ્ધ થઇ ત્યારે યુનાનથી તુતીઆનુશ નામનો એક મહા વિદ્વાન હકીમ તથા હિંદુસ્થાન ખાતેથી ચંગરગાહચ અથવા ચંદ્ર પ્રકાશ અને બએઆસ અથવા વ્યાસ નામના નાંમીચા ઉસ્તાદો અને એ સિવાય બીજા ઘણાએક દાનાવ હકીમો આપણા અશો પેગમ્બર જરથોસ્તની સાથે દાનાઇ અને એલમની તકરાર કરવાને અને તેનાથી પેગમ્બરી દલીલો જાણવા સારૂ ઇરાંન દેશ ખાતેનાં શેહેનશાહ ગુસ્તાસ્પનાં બલખ શેહેરમાં આવ્યા હતા. તે હાકમાઓ કેવી રીતના સવાલો કરનાર હતા તેની મતલબ તે પેગમ્બર આગમચથી જાણતો હતો, તે ઉપરથી તેણે પેલા દાના લોકોને તેઓએ કરવા ધારેલા સવાલો જાહેર કરવાને મના કીધા હતા, અને તે દરએક ફીલસુફના સવાલોના વાજબી જવાબ પાક દાદારની તરફથી તેને મલેલા અવસ્તાના કલામો મધેથી વાલ્યા હતા. તે શાંભલીને તુતીઆનુંશ જેવો મહા વિદ્વાંન યુનાની હકીમ તથા ચંગરગહાચ જેશો ફાંજેલ આલ્લણુ જે ઘણું સુધી પાદશાહ ગુસ્તાસ્પની દરબારમાં બીરાજતો હતો, તથા બએઆસ અથવા વ્યાસ જેવો મોટો પંડીત અને નાંમીચો ઉસ્તાદ અને એ સિવાય બીજા સઘલા હકીમો અચરત અને હેરાન રહ્યા હતા; તથા તેની સાથે તકરાર કરવામાં આજેજ અને કાએલ થઇને સેવટે એ પાક પેગમ્બરની દીન તે સઘલા દાંના લોકોએ દીલોજાંનથી કબુલ કીધી અને પોતાના દેશમાં તેનો ફેલાવો કીધો હતો. તે વિષે દસાતીર કેતાબ મધેની પેગમ્બર જરથોસ્તની પોથીમાં સાસાને પંજુમે જે ખોલાસો પ્રગટ કર્યો છે તે વાંચનારને સારૂં હમો હેઠલ ટાંકી દેખાડયે છેઃ—

[ દસાતીર કેતાબ મધે સાસાને પંજુમે કરેલી શરેહની અસલ એબારત. ]

ગુઇઅન્દ ચુન આલહી ફર ગુ હર જરથોશત દર જેહાન હર જા કશીદ વ અસફંદીયાર કર્દ જેહાન ગશત વ આતશકદહા બરસખત વ બર આદરાન કોમ્બદઆન નેહાદ દાનેશાવરાને યુનાન ફરજાનેરા તુત્યાનુશ નામ કે દર આન હનગામ બર હમે બીસી દાસ્ત બકઝીદન્દ તા બે આયદ બે ઇરાન, વ અજ જરથોશત આમીગ ચીજહા પોરસદ. અગર અજ પાસોખ દરમાન્દ વખસુદ નબાસદ વર પાસોખ ગોઝારદ રાસ્ત ગુઇ બાસદ

ચુન યુનાનીઍ દાનેશવર બે બલખ રશીદ ગોશતાસ્પ બેહુતરઈન રૂઝી ફરમુદ તા મુબદાને હર કેશવરી ગેર્દ આમદન્દ વ જરરીન જીરકાહ બેહુરે ફરજાને યુનાની નેહાદન્દ પસ બરકસીદ યજદાન જરથોશત વખશુર બેમીઆન અંજુમન આમદ. ફરજાતે યુનાન આન સરવર રા દીદ ગોફત ઈન પએકર વ ઈન અનદામ દરૂગ ગુઈ નબાશદ વ જોજ રાસ્તી અજ ઈન ન આયદ. પસ અજ રૂએ ઝાદન પોરસીદ, પેગમ્બરે ખોદા નસાન દાદ ગોફત દર ચનીન રૂઝ બદીન બખત વ સતારે ગાસ્ત ઝન નઝાયદ પસ અજ ખુરેશ વ ઝન્દગી બાજ જોસ્ત. વખશુરે યજદા હમેશા નમુદ, ફરજામે ગોફત ઈન જેન્દગાની અજ દરૂગકાર નસંજદ પસ વખસુરે યજદાન બા ઉ ગોફત ઈન પોરશેશહા અજતો ખુદ બાજ ગોફતમ. અકનુન આન્ચે નામદારે ફરજાનેગાને યુનાન ગોફતે અન્દ અજ જરથોશત બપોર્શ બેદલ દાર વ બર જબાન મીઆર જોસ્તે ઈશાનરા બસનુ કે મરા યજદાને દાના બેદાન આગાહ સાખતેહ વ દરબાજ નમુદ. આન સોખન ખુદ ઝીમન ફરો ફરેસ્તાદ ફરજાને ગોફત બેગુ પસ જરથોશત પેગમ્બર ફરમુદ તા સાગેરદે ઈન વરસીમ રા બાનદન ગેરફત.

ચુન ઈન હમે સુખન યુનાનીઍ ફરજાને સનુદ બે આઈન ગસ્ત વ નજદે સતુદે યજદાન જરથોશત વખશુરે દાનેશ વ હોનર આમુખત વ શેહનશાહ ગોશતાસ્પ ફરમાન હેરબદીએ યુનાન વ મુબદીએ આન મર્ઝ વ બુમ બદુ દાદ જીરક મર્દ બે યુનાન બાજ ગસ્તે મર્દ મરા બા આઈને ઈન હુમાયુન વખશુર દર આમદ.

ચંગરઘાચ દાનાઈ બુદ બેફરજાનગી વજીરી સનાખતે મુદેહ વ મુબદાને જેહાન બસાગેર્દીએ ઉ મી નાઈદન્દ ચુન સુખન અજ ફરે વખશુરે યજદાન જરથોશત અસફનતમાન બે શનીદ બા હેન્ગ બર અનદાખતન આઈને બાહી બે ઈરાન આમદ. ચુન બેબટખ રસીદ બીઆનગે અજ જબાન સોખનહી બીરૂન ઓહદ વ પોરશશહા ફનદ પેગમ્બરે યજદાન જરથોશત બે ઉ

ગોફ્ત હરચે દર દેલદારી બે જબાન મસેપાર વ રાઝદાર પસ બે ફરજાને સાગેર્દ ખુદ ગોફ્ત યક નુસ્કે અવસ્તા બર ઉ ખાન. દરઈન ખોજસ્તે નુસ્ક સરાસર પઝો હુશાહીએ ચંઘરઘાચે ખુદ બા પાસોખહા કે બા પેગંમ્બર ખુદ મી ગુઈયદ કે ચનીન કસી આયદ બદાન નામ વ નશોસ્તીન: પોરસેશ ઉ ઈન અસ્ત વ પાસોખ આન ચનીન. ચુન ચંઘરઘાચ ચનીન ફરજુદી દીદ બે આઈન શુદ વ બેદેન્દ ખુમ બાજ ગસ્તે ફર બન્દે કીસ ઉસ્તવાર માન્દ બક્ષનંદ ઈજદાન મારા વ દુસ્તાને મારા દીને બહીમી બક્ષાદ.

ગુઈઅન્દ ચુન બીઆસ હિનદી બે બલ્ખ આમદ ગોશતાસ્પ જરથોશતરા બે ખાંનદ વ બા વખસુરે યજદાન આમદન આન દાના ગોફ્ત પેગંમ્બર પાસોખ દાદ કે ઈજદાન આસાન કુનદ પસ શેહુનશાહ ફરમુદ તા અજ હર કેશવર ફરજાનેગાન વ મુબેદાન રા બે ખાનદનદ. ચુન હમે ગેર્દ આમદન્દ જરથોશત અજ આફ્રીનખાને બર આમદ વ બીઆસ નીજ બ અન-જુમન આમદે બ વખશુરે યજદાન ગોફ્ત અએ જરથોશત અજ પાસોખ વર અજ ગોઝારી ચંગરઘાચે જેહાનીઆન આહનગ ગુજીદન કીસતી દારન્દ જોજ ઈન ફરજુદહાએતો બીસીઆર સનીદેઅમ વ મન મરદી અમ હેન્દી નઝાદ વ બે દાનેશવર કેશવર ખુદ બીમાનંનદ શઝી ચન્દ સરબસ્તે દારમ કે અજદેલ બજબાની આવરદેઅમ ચે ગરૂહી ગુઈઅન્દ અહ-રેમનાન અગહી બહરેમન ગીસ દીવપરસ્તે દેહન્દ વ જોજ દેલે મન હીચ ગુસી નશાનીદ. અગર દરઈન અનજુમનં અજ આન રાજહા કે દરદેલે મન અસ્ત યક યક બરમન ખાની બે આઈને તો દર આયમ. સત જરથોશત ગોફ્ત પાસ અજ આમદનેતો અએ બીઆસ ઈજદાન અજ આન રાજહા મરા આગહી બક્ષીદ પસ ઈન વરશીમરા અજ આગાજ તા અનજામ બરૂ ખાન્દ ચુન બશનીદ વ ચમ પોરસીદ વ બે મજ્જ બરસીદ ઈજદાનરા નમાજ બોરદ વ બે આઈન દર આમદ વ બહેન્દ બાજ ગસ્ત.

[ઉપલી ફારસી એબારતનો તરજુમો.]

"કેહે છે કે જ્યારે તમાંમ જેહાંનમાં સઘલી જગોંએ જરથોસ્તની ખુબી તથા તેની કમાલીઅતની ખબર પોંહોંચી, અને અરદેશીયાર તમાંમ જેહાંનમાં ફરી વલ્યો તથા આતશકદેહ બનાવ્યાં તથા આતશ આદરાંન ઉપર ગુમબજો બાંધ્યા ત્યારે યુનાનના અકલમંદ અને દાંના લોકોએ તુતીઆંનુશ નાંમનો એક કાબેલ હકીમ, કે જે તે વખતમાં સઘલા બીજા લોકોનાં કરતાં કમાલીઅતમાં પોંહોંચેલો હતો, તેને ચુંટી કહાડયો કે ઇરાન જઇને જરથોસ્તને તેની હકીકતનો ખરેખરો એહેવાલ પુછી વાકેફ થાય. અને અગરજો (જરથોસ્ત) જવાબ દેવામાં ધબરાઇને આજેજ થાય તો તે પેગમ્બરીને લાયક નહી કેહેવાય, પણ અગરજો તે જવાબ આપી શકે તો તે પેગમ્બર સાચું બોલનારો કેહવાય, અને જ્યારે યુનાની હકીમ બલખમાં જઇ પોહોંચ્યો ત્યારે ગુસ્તાસ્પે એક સારે દહાડે ફરમાવ્યું કે સઘલા મુલકના મોબદો (એટલે ફાજેલો) એકઠા થાય, અને એક સુનાંની ખુરશી યુનાની હકીમને વાસ્તે મેલાવી, પછી ખોદાએતાલાનો પસંદ કરેલો પેગમ્બર જરથોસ્ત તે મીજલસમાં દાખલ થયો ત્યારે યુનાની હકીમ તે સરદારને જોઇને કહેવા લાગો કે એવા ચેહેરાનો અને એવાં રૂપનો ધણી જુઠું બોલનાર નહી હોય, અને તેથી રાસ્તી સિવાય બીજું કંઇ બોલાય નહીં. તે પછી તેને પેદા થયાનો દિવસ (તે હકીમે) પુછયો ત્યારે ખોદાએતાલાના પેગમ્બરે તે (દીવસ) કહી જણાવ્યો. તે ઉપરથી તે હકીમ બોલ્યો કે એવે દહાડે તથા એવા ભાગ્યશાળી ગૃહમાં માંએને પેટે ઠગારો પેદા નહી થાય અને તે પછી તેણે (જરથોસ્તના) ખાણા તથા તેની જીંદગી ગુજારવા વિષે ફરીથી પૂછ્યું. ખોદાએતાલાના પેગમ્બરે તે સઘલાનો ખુલાસો કરીને કહ્યું ત્યારે (હકીમ) બોલ્યો કે "એવી જીંદગાની ઠગારાને લાયક નહી હોય." પછી યજદાંના પેગમ્બરે તેને (એટલે હકીમને) કહ્યું કે—"તારા કરેલા સવાલોના મેં તુંને પાછા ઉત્તર વાલ્યા. હવે યુનાંનનાં નામીચા હકીમોએ મને પુછવા સારૂં જે કાંઇ તુંને ફરમાવ્યું છે તે તું તારા દીલમાં રાખ અને તે બોલતો નાં. પણ તેઓનું પૂછાવેલું તું મારાથી સાંભલ કાંય કે મને ખોદાએતાલાએ તે (પુછપરછ) થી વાકેફ કીધેલો છે, તથા તે ખોલ્લું કરીને જાહેર કરવા સારૂ મારી પાસે પેગાંમ મોકલ્યો છે; ત્યારે હકીમે કહ્યું કે

તે બોલી દેખાડ. પછી જરથોસ્ત પેગમ્બરે ફરમાવ્યું તેથી તેના સાગેર્દે પદો પહડી સંભલાવ્યા. *

"જ્યારે યુનાની હકીમે એ સઘલા સુખન સાંભલ્યા ત્યારે તે મજહબમાં આવ્યો તથા ખોદાએતાલાએ વખાણેલા પેગમ્બર જરથોસ્તની નજદીક અકલ તથા હુનર શીખ્યો. અને શાહનશાહના શાહનશાહ ગુસ્તાસ્પે તેને યુનાનનાં ઉસ્તાદો તથા તે મુલકનાં દાનાં લોકોના સરદારનો મરતબો આપ્યો અને એ ફાજેલ શખ્સ યુનાન જઇને ત્યાં લોકોને એ મુબારક પેગમ્બરની દીનમાં લાવ્યો.

"ચંઘરઘહાચ એક મોટો કાબેલ શખ્સ હતો અને તે અકલ તથા ડહાપણને લીધે નાંમીચો થયલો હતો. દુનિયાંના દાના લોકો એ ધણીની સાગેરદી કાધાથી માન પામતા હતા. જયારે ખોદાએતાલાના પેગમ્બર જરથોસ્ત સ્પેંતમાનની મુઝેજીની ખબર એ ધણીએ સાંભલી ત્યારે ભલી દીનને તોડવા સારૂં હિંદુસ્થાનથી ઇરાનમાં આવ્યો. જ્યારે તે બલ્ખ શહેરમાં પોહોંચ્યો ત્યારે તેણે પોતાની જબાંનમાંથી એક શબ્દ કહાડયો હતો નહી. તેની આગમચ ખોદાએતાલાના પેગમ્બર જરથોસ્તે તેને કહ્યું કે— "તારાં દીલમાં જે કાંઇ કેહવાનું છે તે તું કાંઇ બોલનો નાં પણ છુપુ રાખજે." પછી પોતાના એક સાગેર્દને કહ્યું કે અવસ્તાનો એક નુસ્ક તે તે (હીંદુ) ને વાંચી સંભલાવ. તે મુબારક નુસ્કમાં ચંઘરઘાચના સઘલા સવાલો તેના જવાબ સાથે લખેલા હતા કે જે જવાબ ખોદાએતાલાએ પોતાના એ પેગમ્બરને કહેલા હતા, અને અગાઉથી તેને ખબર આપી હતી કે આવાં નામનો એક શખ્સ આવશે તેનો પેહેલો સવાલ તથા જવાબ આએ પ્રમાંણે છે. જ્યારે ચંઘરઘાચે એ મોઝેજો જોયો ત્યારે તે ભલી દીનમાં આવ્યો તથા હિંદુસ્થાનમાં પાછો જઇને એ મોબારક મજહબ ઉપર ઓસતવાર રહ્યો. (દોઆ કરૂંચકે ખોદાએતાલા હમોને તથા હમારા દોસ્તોને એ બેહેતર દીન બક્ષે)

"કહે છે કે જ્યારે બ્યાસ હિંદુ શ્રી બલ્ખમાં આવ્યો ત્યારે ગુશતાસ્પે જરથોસ્તને બોલાવ્યો અને તે ખોદાએતાલાના પેગમ્બરને તે કાબેલ ધણીના આવ્યાની ખબર આપી. ત્યારે પેગમ્બરે જવાબ દીધો કે, ખોદા

* એ પદો તથા તેના અર્થો લંબાણ થવાનાં સબબને લીધે અત્રે લખવા ને દુરસ્ત વિચાર્યું નથી.—તરજુમો કરનાર.

સારૂં કરે. પછી ફરમાવ્યું કે હરએક મુલકના દાના તથા મોબેદ લોકોને બોલાવે. જ્યારે તે સઘલા એકઠા થયા ત્યારે જરથોસ્ત પોતાની બંદગી કરવાની જગ્યાથી આવ્યો, અને વ્યાસબી તે મીજલસમાં આવી ખોદાએતાલાના પેગમ્બરને કેહેવા લાગો, "અએ જરથોસ્ત! ચંગરઘચાચના સવાલોના તુંએ જવાબ આપીને ખુલાસો કીધો તેથી આ જેહાનમાં લોકોએ તારી દીન કબુલ કરવાને ઇરાદો કીધો છે. અને એ સિવાય મેં તારા મોજેજાની ઘણીએક ખબર સાંભલી છે. હું જાતે એક હિંદુ છઉં, તથા મારા મુલકમાં (યાને હિંદુસ્થાનમાં) મારા જેવો અકલમંદ બીજો કોઇ નથી. અને હું કેટલાએક છુપા ભેદ રાખું છું કે જે મેં કોઇને જાહેર કર્યા નથી. કાંય કે કેટલાએક લોકો એવું કહે છે કે છુપા ભેદની ખબર કોઇને કલા થી એહેરેમન સાંભલીને તેની ખબર દેવ પરસ્તોને આપે છે, માટે મારાં દીલ સિવાય મેં બીજા કોઇનાં કાન ઉપર (તે ભેદોની વાત) પાડી નથી. વાસ્તે અગરજો આ મીજલસમાં જે ભેદો મારાં દીલમાં છે તે એક પછી એક તું મને કહી સંભલાવે તો હું તારી દીનમાં આવું." સત જરથોસ્ત બોલ્યો કે—"અએ વ્યાસ! તારા આવ્યાની અગાઉ ખોદાએતાલાએ મને તે ભેદો જાહેર કીધેલા છે." પછી તે (ભેદો) અવલથી તે આખર સુધી પઢીને કહી સંભલાવ્યા ત્યારે વ્યાસે તેનો અર્થ પુછ્યો (કાય કે તે જંદ બા.પ.માં લખેલા હતા,) અને જયારે તેની માયની સમજાતી ત્યારે ખોદાએતાલાના તેણે શુકરાનાં કીધા તથા તે ભલી દીનમાં આવ્યો, અને પાછો હિંદુસ્તાન ગયો."

## પેગમ્બર જરથોશ્તે પાદશાહ ગુશ્તાસ્પને દીનની બાબતમાં કરેલી નસીહતો.

પેગમ્બર અશો જરથોશ્તે દીનનાં દફતર ઉપરથી બુજોર્ગ શાહ ગુશ્તાસ્પને આ તરેહથી કહ્યું કે "બુલંદ મરતબાનો સાહેબ પાક ખોદાએતાલા કે જે સાહેબે સઘલી દુનિયાં પેદા કીધી છે, અને આકેબત બુરા લોકોને તે ગુમ કરશે, જે સાહેબ (હરએક ચીજને) નાબુદગીમાંથી હેયાતી આપનાર તથા તેને પાછી નાબુદ કરી શકનાર છે, તથા તે બુજોર્ગ સરદારે બુલંદ આસમાંનને પેદા કીધું છે, તથા ફાએદેમંદ સેતારાઓને રોશની બક્ષી છે, જે સાહેબ પોતે સઘલી વાતે શકિતવાંન તથા સર્વે બુજોર્ગીને લાયકનો છે, તેનું મુબારક નામ

પ્રથમ લઈને હું તુંને કહું છું કે, અએ પાદશાહ! પાક યજદાંએ પેદા કરેલી ખલકત સાથે જો તું સારી તરેહથી ચાલશે તો તારી જગ્યા બેહેસ્તનાં બરતર મકાનમાં થશે. નાફરમાન એહેરેમન કે જે ઈનસાફના ખાવંદ પાક દાદારથી ઉલટા વિચારવાળો છે, તે આદમાઓનું દીલ સારા માર્ગથી ફરે તેમાં હંમેશે તૈયારી બતલાવે છે, કે તે આદમીઓને દોઝખમાં લઈ જઈ ત્યાં તેઓની ઉપર થતી ઈજા તથા આજાબ જોઈને પોતે ખુશ અને મઘન થાય, તથા તેઓને તાંણુંજાનીથી કહી સંભાલાવે કે તમો પાક યજદાં (ની રાહ) થી ફર્યા તેને લીધે હમણાં તમોને દોઝખનું મકાન સેવવું પડયું છે. એટલા સારૂ પાક દાદારે પોતાના બંદાઓ ઉપર બક્ષેશ કરીને તમારી તરફ મને પેગમ્બર તરીકે મોકલ્યો છે,અને ફરમાવ્યું છે કે તું આલમના લોકોને મારી તરફનો આ પેગાંમ પોંહોંચાડજે કે તેઓ દીનની(બાબત)ને રમત તરીકે નહી સમજે, અને આડે માર્ગે ચાલવાથી પાછા રહે. જે સખ્સ ખરાબ કામ કરવાથી પાછા રહેશે તેઓની જગા હંમેશ બેહેસ્તના મકાંનમાં થશે. જો એમ હતે કે જુલમથી નેકીનું ફળ નીપજતે તો કોઈ ઈનસાફની રાહે ચાલવાની કોસેશ નહી કરશે. (પણ તેમ નથી.) જે શખ્સ બેદાદગરછે, તે પણ પોતાના જુલમને પસંદ કરતો નથી, અને બીજાઓને ઇનસાફનો માર્ગ બતલાવે છે, અને તે તારા જેવા ખરા ન્યાયાધીશને ચાહે છે. અએ પાદશાહ! તું હંમેશે ખુશ રેહેજે! તારી નજદીક આલમ પેદા કરનાર દાદારે મને મોકલેલો છે. તે સાહેબે મને ફરમાવ્યું છે કે આલમના લોકો આગલ જઈને તેઓને તું મારી તરફથી આએ પેગાંમ કેહજે કે તેઓ લેઆંનતી દેવની રાહથી (એટલે આડા માર્ગથી) પાછા ફરી મારી દીન તથા ખરા માર્ગને અખતીયાર કરીને મારા હુકમ મુજબ ચાલશે તો તેથી તેઓનું મકાન બુલંદ બેહેસ્તમાં થશે. તમારા મધેથી જે કોઈ શખ્સ મારાં ફરમાંનથી ઉલટો ચાલશે તેનું મકાંન એહેરેમનની સાથે દોઝખમાં થશે."

બીજું—અશો જરથોશતે (પાદશાહને) ફરમાવ્યું કે દુનિયાંએ ફાંની મકાંન છે, તેમાં શું ફરજંદ કે શું બેસાવંદ કોઇ હંમેશ રેહેવાનું નથી. સર્વેને આખેરશનો રસ્તો પકડવાનો છે. પેલો તેજીથી ફરતો (યાને આસમાંનનો કુદરતી કાયદો) પાદશાહ અને ચાકરને એક સરખી રીતે જેર કરે છે, અને તે વિષે તેને કસો ગમ રહેતો નથી, (કેમકે) તેની આગલ પાદશાહ તથા ચાકર એ બંધે એકસાંન છે. માટે તે (ફાની દુનિયા) ઉપર ભરોસો રાખવો સજાવાર નથી.

ત્રીજું એ કે તે પાક દાદારે મને હરગેજ એવો હોકમ નથી આપ્યો કે તમારા ગુનાહની માફી આપીને હું તમુને (દોઝખની) તસદી તથા દલગીરીથી મોકલા કરૂં. માટે તમો તમારી કરણી ઉપર તમારી ઉમેદ રાખજો, કેમકે જેવાં બી તમો રોપશો તેવાં ફળ તમો તોડશો; આ દુનિયાંમાં જો તમારી નેક રોપની હશે (એટલે તમોએ સારાં સારાં કામો કીધાં હશે) તો મીનોઇ જેહાંનમાં તમોને સુખ મલશે, અને જો તમોએ બુરા કાંમો કીધાં હશે તો એહેરેમન તમારૂં મકાન દોઝખમાં કરશે. અને જે કોઇ ગુનાહનાં કામો કરશે તેને દોઝખમાં કોઇબી તરેહની બુજોર્ગી મલનાર નથી." *

પાંચમું—હુશીયાર દીલના અક્કલમંદ મોબેદોને આ રીતે ફરમાવ્યું કે આ (અવસ્તા મધે જાહેર કરેલો) એહેવાલ દુનિયામાં કોઇએ નથી જાહેર કે નથી છુપી રીતે કહ્યો. આ એહેવાલ નિર્મળ પાણીનાં જેવો છે, તેમાં કશું વધઘટ કરેલું નથી. તમો જો તપાસ કરીને જોશો તો તેથી તમારી પુરતી રીતે ખાત્રી થશે કે એ (અવસ્તા મધે જાહેર કરેલો) ખુલાસો ઘણોજ ઉમદા અને બેમીસાલ છે. તમો સારી તરેહથી જાણજો કે આ (અવસ્તા) યજદાંના કલામો છે. એ પાક કલામો દેવોની તરફના નથી. જો એ કલાંમો દેવોના હોય તો તે મધે દેવોંની ગીબત અને દાદગર દાદારની સીફત નહી હોય.

* ચોથી નશીયત શી હતી તે અહીં માલમ પડતી નથી—ન. ૫. બી.

* છઠું એ કે આલમના લોકોની આગલ જે પેગમ્બરોએ દીન લાવવાનો દાવો કીધો છે તેઓએ દુનિયાંમાં શું થયું અને તે પછી શું થશે તે વિષે કાંઈબી કહેલું નથી. પણ તે નેકનાંમ સરદાર અશો જરથોશ્તના લાવેલા અવસ્તાના કલાંમો મધે જ્યારથી પાક દાદારે દુનીયાં પેદા કીધી ત્યારથી તે રસ્તાખેજ સુધી તેમાં શું બન્યું અને શું બનવાનું છે તે વિષેનું બયાન આવેલું છે. તે સાથે વાજબી ઈનસાફના કરનારા દીનદાર અને તેમજ જુલમગાર પાદશાહોની ચાલ ચલણનું વર્ણન તેઓનાં નાંમ નીશાંન અને દલીલ દાખલા સાથે જાહેર કરેલું છે, કે જે ઉપરથી અક્કલમંદ લોકો તેઓને ઓલખી શકે.

સાતમું-તું એકીનથી જાણ કે કોઈબી પેગમ્બરે પાક યજદાંની દરગાહમાં દુઆ કરીને એવી મોરાદ મેલવી નથી કે સઘલા લશકરી અમલદારો પોતાની નૈયત તથા મનશની બરાબર રાખીને તે (પેગમ્બર)ની સાથે દીનનો ફેલાવો કરવામાં એક સરખી રીતે રહે અને તે ઉપર અતી ઘણો પ્યાર તથા મોહબ્બત રાખે. પણ પાક દીનના સાહેબ અશો જરથોશ્તે તેવી મોરાદ પાક યજદાંથી મેલવી હતી, અને દીનદાર લોકોને તેણે એવી રીતે કહ્યું હતું કે તમો જે કાંઇ નેકી કરશો તે તમોને આગલ આવશે.

આઠમું—(તે અશો પેગમ્બરે) આલમના લોકોને આ રીતે ફરમાવ્યું હતું કે જે આદમીએ આ દુનિયામાં જે ગુનાહ કીધો હશે તે ગુનાહનાં અંદાજા પ્રમાણેની તેના રવાંનને દોઝખમાં સજા મલશે. અને તે સજા પુરી થવાથી તેનું રવાંન દોઝખનાં મકાનથી છુટકારો પાંમશે. આપણ સઘલાઓ તે પાક દાદારની હજુરમાં એક સરખી રીતના માફી ચાહનાર બંદાઓ છઇયે.

* આ નીશાણ પછીની એબારત શાએર પોતે પોતાની તરફથી વિચાર જાહેર કરતો હોય તેવી હાલતમાં લખાયલી માલમ પડે છે.—તરજુમો કરનાર.

નવમું—(તે પેગમ્બરે) આ રીતે કહ્યું હતું કે જે ચીજ તમે પોતાને સારૂં નાપસંદ કરો તે પારકાને સારૂં માં ચાહતા. કેમકે જે કોઈ (આ) દુનિયાંમાં તકસીરવાર થશે તે સજાને લાયક ઠરશે. આ (ઉપર લખી જણાવેલો) પેગમ્બર જરથોસ્તનો એહેવાલ જેમ દલીલ દાખલાઓ સાથે મારા જણાવ્યામાં આવ્યો છે તેમ મેં તે સઘલો તુંને જાહેર કીધો છે.

**શરેહ.**—વાંચનારે જાણવું જોઇએ કે દસ્તુર જરથોસ્ત બેહેરાંમે ઉપલો એહેવાલ લખીને **જરથોશત નામું** તમાંમ કરેલું છે. પણ તે મધે આપણા અશો પેગમ્બરની હઇયાતીની તમામીયત વિષે કસો એહેવાલ જણાવ્યામાં આવેલો નથી. માટે એ અગતની બાબતસર જે કાંઇ બોલાસાની જરૂર છે તે બીજાં પુસ્તકોના આધાર ઉપરથી હમો અત્રે પ્રગટ કરવાને ઘટતું વિચારીએ છઃ—

## પેગમ્બર અશો જરથોશતને આ દુનિયામાંથી ગુજરી જવાનો એહેવાલ.

અશો જરથોસ્ત પાદશાહ ગુસ્તાસ્પની પાદશાહીનાં ૬૮ માં વર્ષમાં ૭૭ વર્ષની ઉમર થયા પછી ઇઠોતેરમે વર્ષે આ દુનિયામાંથી ગુજરી ગયો હતો. એ સાહેબના ગુજરવાનો સબબ આએ તરેહથી બન્યો હતો કે જે વેળા પાદશાહ ગુસ્તાસ્પ બીજા ઇરાંની પેહેલવાનો સાથે જાબોલસ્તાંન ખાતે જહાં પેહેલવાન રૂસ્તમને ત્યાં ગયલો હતો, તે વખતમાં નવતરૂં જોઇને તુરાનનો પાદશાહ અરજાસ્પ મોટાં લશકર સાથે બલખ શેહેર ઉપર ચહડી આવ્યો ત્યારે તેની લડાઇમાં પાદશાહ લોહોરાસ્પ તથા બીજા ઇરાંની પેહેલવાંનો અને ઘણાએક દીનદાર દસ્તુર મોબેદો અને પરહેજગાર લોકો મારયા ગયા, તે વખતે તુર બરાતુર નામનો પાદશાહ અરજાસ્પનાં લશકરનો એક સપેહસાલાર આતશબેહેરાંમ સાહેબની દરગાહમાં દાખલ થયો અને તેણે પેગમ્બર સાહેબ અશો જરથોસ્તને હથીઆરનો એક જખમ કીધો. તે નાપાકના જખમથી રોજ ૧૧ મો ખોરશેદ અને માહા ૧૦ મો દેએ દાદારને દીનં અશો પેગમ્બરનું પવિત્ર રૂહ તેનાં ખાકી બદનમાંથી નીકલીને ગરોથમાંન બેહેસ્તની તરફ કુચ કરી ગયું. જે વખતે અશો જરથોસ્ત ઉપર પેલા તુર બરાતુર નામના શખ્સે હથીયારનો જખમ કીધો તે વેળા આપણા

પેગમ્બરના હાથમાં એક ચમતકારીક તસબી હતી તે તસબી અશો જરથોશ્તે પેલા તુરકી સરદારની તરફ ફેંકી તેની એજામતી રોશનીથી તે તુરકી જમીન ઉપર પડીને મરણ પામ્યો.

ઉપર લખી જણાવેલા એહેવાલ મુજબ અશો જરથોસ્ત આએ દુનિયાંમાંથી ગુજરી ગયા અને આ કેબત પાદશાહ ગુસ્તાસ્પ અરજાસ્પના લશકર ઉપર ફતેહ મેલવશે તે વિષેની અગમચેતી હજરત જરથોસ્તે આલમના લોકોને આગમચથી કહી સંભલાવી હતી, તે વિશે દીનકર્દ કેતાબનાં પાચમાં દફતર મધે જે હકીકત જણાવવામાં આવેલી છે તે સહાબરી અત્રે પ્રગટ કરીએ છે:—

[દીનકર્દ કેતાબના અસલ પેહલવી અબારત]

મદમ ઝક ઈ મેન અવઝાનીકી પીશાખેરદી પુરનયોકી ઝરતુશત પઈતાકી હુસ્ત આઈગ અવશ ગુનચાર ચેગુન પીરૂઝાએ કએ વીશતાસ્પ વ આઈસન મદમ અરઝાસ્પ વ ખયોનાન આવારીક અન અઈરાન અન હુશમાર આઈનીઉક અયોક મનદુમ બાઈન ઝક બલા આવારીક વઝીતારી .વીશતાસ્પ કીશવરાનાનાન બાઈન ઝકાય અવાસ્ત વ ઝકત લુનતન તુરબરાતરૂ રીશ વલ બનફ્રશમન ઝરતુશત.

[ઉપલી પેહલવી અબારતનો તરજુમો]

"જરથોસ્તે કહી સંભલાવેલી ઘણીએક ઉત્તમ ભવિષ વાતોમાં (તુરાંનનો પાદશાહ) અરજાસ્પ અને બીજા બેસુમાર જુદદીન દુશમનોનાં લશકર ઉપર ગુજાર્ગ પાદશાહ ગુસ્તાસ્પ તથા ઇરાંની લોકોની ફતેહ કેમ થશે અને ગુસ્તાસ્પની ખ્યાતી બીજા પાદશાહો ઉપર શી રીતે વધશે તથા તુરબરાતુરથી અશો જરથોસ્તને પોતાને આ દુનિયામાંથી ગુજરવું થશે તે વિષેનો વીગતવાર એહેવાલ તે (અશો પેગમ્બરે) અગમચેતી દાખલ કહી સંભળાવેલો હતો."

